# कामसेन अने रसीका

નાટક ત્રી અંકી.



રચનાર

**ડા૦ દામોદર રતનશી સોમાણી.**

ગીતી.

નાટક ત્રી અંકી આ, રચ્યું પતીપત્નીની પ્રેમ ખીલવવા;
સદ્ગુણ સુનીતિ ચિરંજય, કીમત તેની સ્વદેશીમાં કરવા.



મુંબઈ:

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

મૂલ્ય ૮ આના.

# कामसेन अने रसीका

નાટક ત્રી અંકી.

રચનાર

ઠા૦ દામોદર રતનસી સોમાણી.

ગીતી.

નાટક ત્રી અંકી આ, રચ્યું પતી પત્ની પ્રેમ ચીતરવા;
સદ્ગુણ સુનીતિ વિરજ, કીંમત તેની સ્વદેશીમાં કરવા.



મુંબઈ:
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

મૂલ્ય ૮ આના.

## ॥ अर्पणपत्रिका ॥

**પ્રિય વાંચનાર,**

લ્યો ! તમારી રશીકા, કામસેનસહિત તમનેજ અર્પણ કરૂં છું, અંગીકાર તો કર્યોજ છે, કારણ અહીંયાંની રંગભૂમિમાં સંવત ૧૯૩૬ અને ૩૭ની સાલમાં મળી લગભગ ચારસો વેળા આ નાટકનો પ્રયોગ થયો છે, જ્યાં આપે સહકુટુંબ પધારી રંગભૂમિને શોભાયમાન કરી, મારી અલ્પમતિથી ઉત્પન્ન થયેલા અંકુરને માન આપી કૃતાર્થ કર્યો છે, તથા આ નાટકમાં ગવાયલા, સર્વ સંગીતનાં સંગ્રહની એક લઘુ ચોપડી બહાર પાડી હતી. તેની હજારો પ્રત આપે ઉત્સાહપૂર્વક ખરીદી અને આખા નાટકની ઇચ્છા જણાવી. તે આજે આપની પવિત્ર સેવામાં મુકું છું; અનેક પ્રકારની ખામીયોથી પૂર્ણ હશે, તોપણ આપ ક્ષમાસાગર છો તેથી ખામીયો નજરમાં ન લાવતાં ક્ષમા કરશો.

**દામોદર રતનસી.**

## ઈશ્વરસ્તુતિ.

(સર્વે મળીને.)

છે જન પાલક ટાળક દુખનો—બે વાર.
કુલ પૃથ્વિમાં તું એકલો,
જ્યાં જોઇયે ત્યાં તારૂં નામ,
નહી કોઇ તુજ વણુ ખાલી ઠામ,
સર્વેને આપે આરામ,
ગુપ્ત રહી તું એકલો.—છે જન પાલક. ૧
વીસરી તુજને જે પાપ કરે—બે વાર,
નહિ બીક ધરે તુજ સાર,
જન જેવું કૃત કરશે જેહ,
અંતે ફળ મેળવશે તેહ,
એવો તારો નીયમ છે,
તુજ વર્ણન કરીયે કેટલો.—છે જન પાલક. ૨
ઓ દયાળુ તું છે માયાળુ—બે વાર.
ભક્તાધીન કૃપાળુ,
અંતરજામી અવીચળ નામી,
તુજ રચનામાં નહી કંઇ ખામી,
દીસે છે સઉને બઉ નામી,
તોપણ તું છે એકલો.—છે જન પાલક. ૩

१५६८

# कामसेन रसीका नाटक.

---

## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ.—મેહેલનો બાગ.

**कामसेन अने सुरसेन.**

**कामसेन**— गजल.

દાહ ઉઠી છે દુખની દીલમાં, શી રીત થંડી થશે;
આશ લાગી છે જેમાં મુજ, શી રીત પુરી થશે.—ટેક.
નજરે દીઠી મેં જે નારી, પરણું ના જો સાથ મારી;
તો તો જીંદગી આ અકારી, કયમ કરી પુરી થશે.
મેં તરવાર કેશરીને મારી, તવે લાગી એ કટારી;
કમળાક્ષીનાં નયણકારી, તો ઘા શી રીત રૂઝશે.

**सुरसेन**—મહારાજ! મારા રાજા, મારા છત્ર, મારા માથાના મુગટ, તમે એટલા શોકાતુર શા માટે થાઓ છો; એટલા શોકાતુર થવું એ ક્ષત્રિ રાજકુમારને ચોગ્ય નહીં; મહારાજ, સદાસર્વદા રાજવંશીઓઉપર એ-

મજ થતું આવ્યું છે; સૂર્યવંશમાં શિરોમણી એવા જે શ્રીરામચંદ્રજી તેમને જે રાત્રે રાજ્યાભિષેક કરવાની સામગ્રી કરી રાખી હતી, ને સવારે જે શુભ મુહૂર્ત્તે રાજ્યાસનપર બિરાજવાનું હતું તેજ ચોઘડીએ વનવાસ પામ્યા; હરિશ્ચંદ્રસરખા મહાપ્રતાપવાન રાજાને પણ વિશ્વામિત્રના કપટકાર્યથી એક ચંડાળને ઘેર દાસપણું ભોગવવું પડ્યું; વધારે શું કહું મહારાજ, એક સમયે પાંડવસરખા પ્રતાપવાન યોદ્ધાઓ કે જેની સાહ્ય કરનાર શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા હતા તેઓને પણ દુષ્ટ કૌરવના છળથી વનવાસ ભોગવવો પડ્યો તો આપણું આજ શી ગણતીમાં.

**કામસેન**—વિવેકી સુરસેન! તારા પ્રત્યેક બોલ મને અમૃતતુલ્ય સુખદ લાગે છે. પણ હા! મને દીલગીરી ઉપજવાનું મુખ્ય કારણ એ છે, કે જે સમયે હું રાજકન્યાની પ્રીતિને પાત્ર થયો અને તેની મારી સાથે વરવાની પૂર્ણ મમતા તેવા સમયમાં પેલા દુષ્ટ ક્રુરસેનના કપટકાર્યથી મારા આજ્ઞાંકિત ભાઇને વનવાસ ભોગવવો પડ્યો છે, અને તે વાતની જ્યારે ખરી બીના જાહેર થઇ ત્યારે મારા પીતાએ સન્યાસ ગ્રહણ કરીને આ જગત્‌ના દગાખોર માણસથી જ્યાં સુધી મારો પ્રિય બાંધવ ફરીને પાછો પોતાના રાજ્યમાં આવે નહીં ત્યાં

સુધી દૂર દેશ રહેવાનું કહીને કોણ જાણે ક્યાં એ અ-
લોપ થઇ ગયા છે. અરે, મેં ઘણીએ શોધ કરાવી પણ
પત્તો લાગતો નથી; ઓ ઘાતકી હૃદયના ચંડાળ ક્રુરસેન,
મેં તને પેહેલેથી આવો જાણ્યો હોત કે તું આવો નિ-
ર્દય નિકળશે તો હું મારી રસીકાવિષેની ખરી પ્રીતિ
તને જાહેર કરત નહીં. અરે, એક વાળ પણ તેનો જોવા
પામત નહીં. હા !! મેં જાણ્યું કે એક વિદ્યાલયમાં
અભ્યાસ કીધો છે ને સાથેજ મોટા થયા, તો મિત્રતાનું
નાતું રાખવા માટે ઘેર આવજાવ રાખી તેનું ફળ
મને સત્વર મળ્યું. (ઉદાસ થઈ ઉભો રહે છે.)

**સુરસેન**—મહારાજ! આ પ્રમાણે દીલગીર ના થાઓ; ભવિ-
ષ્યમાં જે લખ્યું હશે તે કદાપિ મિથ્યા થવાનું નથી,
માટે હવે સર્વ શોક તજી તમારૂં કામ બજાવવાનું છે
તેમાં લક્ષ દ્યો, કે પેલો ચંડાળ અહીં આવેલો છે તે
પોતાના બુરા કાવતરામાં ફાવે નહીં માટે મહારાજ, હું
કહું તે સાંભળો; મારા સાંભળવામાં આવ્યું છે કે રસીકા
આજ સાયંકાળે રાજબાગમાં માતાનું મંદીર છે ત્યાં
એકલી દર્શન કરવા જનાર છે, માટે આપ ત્યાં સત્વર
જાઓ; હું આપની પાછળ આવી પુગું છું.

**કામસેન**—(હર્ષથી) ત્યારે તો હું સત્વર ત્યાં જાઉં છું.
(જાય છે.)

**सुरसेन**—ગરીબ બિચારા કામસેનને ક્યાં ખબર છે કે રસીકા તેનાઉપર અત્યંત મોહ પામી છે અને જેવી રીતે એક ખરો સાધુ ઇશ્વરસ્મરણમાં પોતાનું ચિત્ત રાખે તેજપ્રમાણે તેનામાં તેનું ચિત્ત જડાઇ ગયું છે. તો (ઉંચા હાથ કરીને) ઓ પરમાત્મા હું પણ એવું ઇચ્છું છું કે તે જોડું અમર રહો અને તેમના મનની ઇચ્છા પરિપૂર્ણ થાઓ. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ.—રસીકાનો બાગ.

**रसीका तेनी सखीओ तथा कामसेन.**

**सखीओ**— पद.

રાજબાગમાં જઇએ ચાલોરે, બેની રાજબાગમાં જઇએ;
સુંદર મનહર પુષ્પ ખીલ્યાં છે, સુગંધી તેની લેઇએ.—ચાલો.

**रसीका**—(કામસેનના ચિત્ર તરફ જોઇને.)

**गजल.**

રસીલી તારી સુરત દેખી,
ઘાયલ મનડું થયું છે મારૂં;
રાખ થઇ ગયું બળી બળી તન,
ધ્યાન ધરંતાં સદાજ તારૂં.—ટેક.

મળ્યા બાગમાં તમેજ જે દી,
કામ પાશથી કીધીજ કેદી;
ગયો ખુશીમાં એક તે દી,
પછીથી મનડું બળે છે મારૂં.—રસીલી.
જાઇ જુઇ ચંપો ને ચંબેલી,
આમ્રવૃક્ષપર ચડી છે વેલી;
જોઇ જોઈ હું બનતી ઘેલી,
હવે તો લાગે મને અકારૂં.—રસીલી.
તેથી દયા કરી તું મારી,
બચાવ જો હોઉં તુજને પ્યારી;
કામપાશથી લે તું ઉગારી,
પ્રફુલ્લીત કરને તું મન મારૂં—રસીલી.

(મૂર્છા ખાઈ પૃથ્વીપર પડે છે.)

**સખીયો**—(આવીને કરતાં.)

**પરજ.**

મોહોલે પધારો મહારાજ.—(એ રાગ.)

મારી વ્હાલી તું થાને શાન્ત, શાણી તું શિદ અકળાએ,
વેગે મળશે હવે તારો કાન્ત, શાણી તું શીદ અકળાએ.

**સાખી.**

ના કર ચિન્તા અતી મને, પ્રિય સહી ચતુર સુજાણ;
ચિન્તાથી દુખ અતી વધે, કરે દેહુવિષે બહુ હાણ.—શાણી.

તૈયારી સઘળી કરી, સ્વયંવરને કાજ;
શોધી લેજે તે સમે, મન ગમતો રે મહારાજ.—શાણી.

**रसीका.**—(જરા સાવધ થઈ કામસેનના ચિંતને.)

**दुहा.**

મારી કટારી કયાં ગયો, રે મમ જીવનહાર;
દુર્લભ દર્શન કયમ નથી, દેતો તું દિલદાર.
જયમ જયમ દર્શન તાહેરૂં, મમ અંતરમાં થાય;
ત્યમ ત્યમ જવાળા કામની, ઉઠે મુજ મનમાંય.

(સખી તરફ જોઇને) તું કહેછે કે સ્વયંવરમાંથી શોધી લેજે પણ કયાં શોધું! મારા હૃદયમાં વસ્યો છે તેનુંજ મારે કામ છે; સ્વયંવરની તૈયારી થઇ તો શું થયું, મનનો માન્યો ન આવે તો સર્વ મિથ્યા.

**सखी**—અરે બાઈ! એવો તે કોણ ભાગ્યશાળી છે? કે જેણે તમારૂં ચિત્ત ચોરી લીધું.

**रसीका**—સાંભળ, મારી શાણી સખી! અગાઉ એકવેળા, હું મારા બંધુસાથે પ્રભાસક્ષેત્રે ગઈ હતી; ત્યાંથી પાછાં વળતાં કામાવંતી નગરીને પાદર પડાવ નાંખ્યો. ભોજન કરી બે ઘડી આરામ લીધો, મધ્યાન્હકાળ નમતાં મારો ભાઇ શિકારીનો પોશાક પેહેરી મૃગયા રમવા જવા લાગ્યો, ત્યારે મારા આગ્રહથી સાથે મને પણ લીધી, અમારા

ઘોડા પવનવેગે દોડતા હતા તે એકાએક અચકયા, તે-
વામાં સામે ગીચ વૃક્ષોની ઝાડી દખાણી. મારા ભાઇયે
કહ્યું, કે નકી તે ઝાડીમાં સિંહ છે, માટે તું જરા અહિંયાં
થોભ, હું હમણાંજ જઇ તેનો નાશ કરી પાછો આવુંછું;
એમ બોલતાંજ એડી મારી ઘોડો ફેંકયો, તેવામાં ભયંકર
ચીસ પાડી આખું વન ગજાવતો એક સિંહ મારા
ભાઈના ઘોડા સામે ધસ્યો; ઘોડો ભડકી મારા ભાઇને
લેઇ દોડ્યો; તેવોજ તે સિંહ મૃગપેરે છલંગ મારી, મારી
ઉપર ધસ્યો. એક પંજો ઘોડાની ગર્દનઉપર માર્યો અને
બીજી થાપ, મારીઉપર ઉગામી. અરેરે! સખી, તે વખતે
મારા પ્રાણજ ઉડી ગયા, લોહી ચાલતું બંધ થયું, સુકેલા
પાતરા પ્રમાણે શરીર કંપવા લાગ્યું; તેજ ક્ષણે, પછવા-
ડેથી વિજળીના ચમકાટ પેરે ઘા થયો; આંખ ઉઘાડી
જોઉં છું તો તે સિંહના બે કટકા થઇ ધૂળમાં પડ્યા છે ને
એક મનોહર રાજકુમાર સર્વાંગે આયુધ સજી મારી સમક્ષ
આવી ઉભો. અહાહા !! સખી શું તેનું પરાક્રમ વર્ણવું.

**સખી**—ત્યારે શું? તેજ રાજકુમારે સિંહને માર્યો ?

**રસીકા**—હા સખી, પણ સાથે મારા હૃદયમાં પણ તેજ
વેળાએ કદી ન રૂઝાએ તેવો નયણરૂપી ખંજરનો ઘા
કર્યો, તેને તેનાવગર કોણ રૂઝવશે. સ્વયંવરની તૈયારી
કરી છે, પણ તે ન આવે તો મારો પ્રાણ ખચિત જશે.

**सखी**—મારા જીવ કરતાં વ્હાલી સખી! તેવિષેની તું કાંઇ ચિન્તા ન રાખ, જ્યારથી આ ચિત્ર મેં તારા હાથમાં જોયું છે, ત્યારથી મેં તપાસ કરી સર્વે વૃત્તાંત જાણી લીધું છે. માટે તે વાતની તું કાંઈ કાળજી ન રાખ; તારો વ્હાલો કામસેન તથા તેનો મિત્ર સુરસેન એ બંને ગઇ કાલના આપણા નગરમાં આવ્યા છે, અને આજે સાયં-કાળે બાગમાં મળવા આવવાની સૂચના પણ હું કરી આવી છું. તેં તો મારાથી વાત છુપાવી, પણ મેં તો તારા માટે બનતી મેહેનત કરી.

**रसीका**—વ્હાલી બ્હેન! મને ક્ષમા કર. મારાથી શરમને લીધે તને કાંઇ કહેવાયું નહીં. અરે! પણ હજી તેઓ આવ્યો કેમ નહીં?

(એમ કહી ગુલાબનું ફુલ તોડે છે તેવામાં કામસેન પ્રવેશ કરે છે અને ઝાડની ઓથે ઉભો રહે છે.)

**कामसेन**—(આશ્ચર્યથી) અરે! હું કયાં આવી ઉભો!! આ સ્વર્ગ તો નહિં હોય! ખરેજ હું સ્વર્ગમાં છું, અને પુરાણમધ્યે સાંભળેલી આ અપ્સરા હશે.

**राग बेहाग.**

મૃગલોચની ગજગામીની ઓ કામીની સુંદર,
જોતાં તને મુજ મન રીઝે આ બાગની અંદર;

ચંદ્રવદની કામ કદળી અધર પરવાળા માન,
રસીક રસીકા માહેરી ક્યારે કરાવીશ પાન.

પેલુ તોડેલું ગુલાબનું ફુલ તેના રૂપેરી હાથમાં કેવું શોભાયમાન દેખાય છે. અરે! હવે વધારે ત્રાસ ન દેતાં સન્મુખ જઈ દેખાવ દઉં. (તેની તરફ જવા માંડે છે તેવામાં.)

**रसीका**—　　　　ગઝલ.

આશ તારી પ્રીતમ મુજને, મળવા લાગી રહી—આશ.
દોડો જલદી કોઇ જાઓ, કામને લાવો અહીં—આશ.
પ્રેમને વશ થઈ હું ત્યારે, જ્યારે છબી નીરખી તહીં—આશ.
ચંદ્રવીના જેમ ચકોર દુખી, તેમ તુજવીણ હું થઇ—આશ.
માટે પ્યારા આવી જલદી, દરશણ દે દયાળુ થઇ—આશ.

કામસેન! કામસેન! શું હજી તું ન આવ્યો! ખરે કામસેન મારા હૈયાના હાર, તારૂં નામ યોગ્યરીતીએ કામસેન પાડેલુંછે, જેવી રીતે કામબાણ વાગ્યાથી માણસ ઘાયલ થઇ જાય, તેવી રીતે તારૂં સુંદર સ્વરૂપ માત્ર એકજ વખત જોવાથી મારૂં મન તારા મોહપાશમાં વિંટાઇ ગયું છે, તેને તારાવિના બીજું કોણ છોડવશે.

**कामसेन**—(સમક્ષ જઇને) હુંજ, હુંજ મારી પ્યારી રસીકા, હુંજ.

**रसीका**—અરે, તું કોણ?

**कामसेन**—હું કોણ. તે તને તારૂં મન કહી આપશે.

**रसीका**—કોણ કામસેન ! મારો પ્રિય કામસેન !!

**कामसेन**—હા, વ્હાલી રસીકા, પણ મને ધાસ્તી લાગે છે, કે દુષ્ટ સ્વભાવનો ક્રુરસેન આપણા કામમાં કંઈ હરકત નાંખશે, તે નિર્દય કપટી તારા પીતાને કંઇ ઉંધુચતુ સમજાવી તેની નજરમાં મને હલકો પાડે અને સ્વયંવરનો વિચાર માંડી વળાવી તને તારો પીતા પોતાની મરજીપ્રમાણે બીજા કોઇ રાજકુંવર સાથે તારાં લગ્ન કરી આપે તો પછી મારૂં શું ચાલે.

**रसीका**—મારા જીવ કરતાં વ્હાલા કામસેન ! એવા ખોટા વિચારને તું શા વાસ્તે તારા મનમાં આવવા દે છે. કાંઇ ચિંતા ન રાખ, સ્વયંવરની સર્વ તૈયારી થઇ રહી છે, અને એકાદસીને દિવસે વરમાળ આરોપવાનો નિશ્ચય કર્યો છે, માટે તું જરાપણ ચિન્તા ન રાખ. મારો એવો નિશ્ચય છે, કે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તોપણ કામસેન અને રસીકા કદી છુટાં પડે નહી.

**कामसेन**—તેં તારો દૃઢ નિશ્ચય કરી મારૂં જીવતર સફળ કર્યું તેથી તે દયાળુ જગત્કર્તાનો હું ઉપકાર માનું છું.

**रसीका**—હા તે દયાળુ પરમેશ્વર કેવો છે.

(બને હસ્ત જોડી પ્રાર્થના કરે છે.)

**પદ.**

કરૂણા નિધાન ઇશ કાર્ય સિદ્ધકારી,
અખિલ ભવતણાછો આપ ખરે તાપહારી—કરૂણા.
શી રીતે ગુણ વરણું તારા મતીઅલ્પ મારી,
સહસ્ર જીવ્હેવરણે શેષ તેપણ જાયે હારી—કરૂણા.

આહા ખીલી છે શી ચંદા—(એ રાગ.)

દયાળુ દેવ કૃપાળુ તું, નમુછું હસ્ત જોડી હું;
લીલા તારી તણો તો સાર, શેષ ગણતાં ન પામે પાર.
સઉપર છો કૃપાળુ તું, નમુ છું હસ્ત જોડી હું.

**રસીકા**—અહો દયાળુ દાતાર, મનુષ્યના સુખમાં ને દુઃખમાં સહાય થનાર જગત્પીતા! હું અજ્ઞાન બાળકી રસીકા તારી સમક્ષ પ્રતિજ્ઞા લેઇને કહું છું, કે આ જગત્માં સુખમાં અને દુઃખમાં સાથે રહેવાને આર્યપુત્ર કામસેનને હું મારો પ્રાણપતી કરીને સ્થાપું છું, તેમજ હું તેની અર્ધાંગના તરીકે સર્વ નિયમમાં બંધાઉ છું.

**કામસેન**—અને તેની સાક્ષી દાખલ આ તારી કોમળ આંગળીએ વીંટી પેહેરાવું છું. (વીંટી પેહેરાવે છે.)

**રસીકા**—હા! આ પ્રીતિની ભેટ મારા પ્રાણપ્રમાણે છે; હું તેને સંભાળી રાખીશ કે તારા વિયોગમાં તેનું દર્શન થવાથી મારૂં મન પ્રફુલ્લિત થાય.

**कामसेन**—રસીકા! મારી વ્હાલીરસીકા!! હવે સંધ્યાકાળનો વખત થવા આવ્યો માટે આવા એકાંત સ્થાનમાં વધારેવાર ઉભા રહેવું તે ભય ભરેલું છે માટે મને રજા દે કે હું જાઉં.

**रसीका**—પ્રિય કામ! આ જીભથી જાઓ એવો ઉચ્ચાર શી રીતે થાય, એક હજાર દિવસ ઉભા રહીયે તોપણ મારાથી એમ નહી કહેવાય કે તમે જાઓ.

**कामसेन**—આ વખતે તેમજ કરવું ઘટિત છે. કારણ પ્રીતિ રૂપી તિક્ષ્ણ અગ્નીઉપર શાંતિનું જળ સિંચન કરવું. નહી તો લાભને બદલે હાની થાય, માટે મને રજા દે કે હું જાઉં.

**रसीका**—પ્રાણવલ્લભ! આપ પાછા કયારે મળશો?

**कामसेन**—જ્યારે ઇશ્વર મેળવશે ત્યારે.

(જવા માંડે છે.)

**रसीका**—કામસેન! કામસેન!! પાછો વળ, ફરીથી તારૂં મુખચંદ્ર જોવા દે.

**कामसेन**—(પાછો આવીને) આ સ્વર્ગ જેવો બાગ અને મનમોહન રસીકા આગળથી જતાં કોનું મન થાય; પણ હવે જવું જોઇએ. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—જંગલ.

**માધવસેન.**

**માધવસેન**—જ્યારથી મેં સાંભળ્યું છે કે, મારા પિતા સન્યાસ ગૃહણ કરી અરણ્યમાં ચાલતા થયા ત્યારથી તેને શોધતો હું જંગલે જંગલ ભટકું છું, પણ તેનો કંઈએ પત્તો લાગતો નથી; અરે, હવે હું શું કરૂં ? મારા પગ થાકીને લોથ થઇ ગયા છે, આ બધાં કૃત્ય તે દુષ્ટ ક્રુરસેનના હશે. ઇશ્વર તેનો નર્કમાં પણ વાસ ન કરે. (તેવામાં ઘોંઘાટ થાય છે ને એક માણસ પ્રવેશ કરે છે તેને અટકાવીને.) અરે, ભલા માણસ! હું એક સવાલ પુછું છું તેનો જવાબ આપ. આ બધો ઘોંઘાટ શાનો મચી રહ્યો છે, તે જરા કૃપા કરી સમજ પાડતો જા.

**માણસ**—જો ભાઈ, આ વખત વાત કરવાનો નથી; તોપણ હું તારૂં દીલ દુખાવા માગતો નથી, જો (આંગળીથી ચીંધીને) પણે પેલી ચેહ ખડકેલી દેખાય છે, તેમાં આ ગામના રાજાની કુંવરી બળી મરવાની છે અને તે કામની તૈયારીને વાસ્તે આ સામાન હું લેઇ જાઉં છું.

**માધવસેન**—અરે ભાઈ ! તેમ કરવાનું તેને કારણ શું ? શું તેનો પતિ મરી ગયો છે.?

**માણસ**—નહીં નહીં, તેવું કાંઇ નથી, પણ તેના પેટમાં એક જાતનો સાપ ભરાઈ રહે છે, તે રાતની વેળા બહાર નીકળી દરરોજ એક માણસનો જીવ લેછે. આજ સુધીમાં હજારો માણસ એજપ્રમાણે માર્યા ગયાં છે, તેથી કુંવરીએ પોતે કંટાળીને રાજાને કહ્યું કે આપ્રમાણે હજારો નિરપરાધી માણસોનો જીવ જાય તેના કરતાં હું બળી મરૂં એ વધારે સારૂં. રાજાએ તેને ઘણી સમજાવી પણ તેણે ન માનતાં અંતે બળવાનો નિશ્ચય કર્યો, તેથી આ સર્વ માણસો દહનક્રિયા કરવા આવ્યા છે.

**માધવસેન**—અરે, ઘણું સારૂં થયું, કે તે બળી મરતા પહેલાં આ વાતની ખબર પડી, માટે ચાલ જલદી મને તારા રાજાપાસે તેડી જા અને જો મારો ચમત્કાર! માત્ર ચાર પહોરમાંજ તેને સર્વ સંકટમાંથી મુક્ત કરૂં.

**માણસ**—(હસતો હસતો) ભલા ભાઈ, તમે શું સારૂં કરી શકનાર છો? સેંકડો જાદુગરો! હજારો ભુવા! અને લાખો વેદો!!! આવી ગયા; પણ કશુંએ વળ્યું નહીં ત્યારે તમારાથી તે શું થવાનું છે. વળી આજ સુધી જેટલા માણસો એને સારૂ કરવાને આવ્યા તે સરવેનો પેલા ઝેરી સાપે નાશ કર્યો તેમ છતાં તમને તમારી જીંદગીઉપરથી હાથ ઉઠાવ્યાની શું કરવા ઇચ્છા થઇ છે?

**માધવસેન**—જે બનનાર હશે તે બનશે મને જલદી તારા રાજાપાસે લેઇ જા.

**માણસ**—જ્યારે મારા ગરીબનું કેહેવું આપ માનતા નથી, ત્યારે જેવી તમારી ઇચ્છા. ચાલો મારી સાથે.

(બંને જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ.**—રાજકન્યાનો મહેલ.

**કુંવરી, માધવસેન અને ભુત.**

**કુંવરી**— અરે, મારા તે શા ભોગ લાગ્યા, કે પિતાજીના કહેવાથી એક માણસનો જીવ લેવાને સાધનભૂત થઇ. અરે, અત્યારે તો ક્યારનીએ હું બળી મુઇ હોત; અને આ ઝેરી બલામાંથી મારો અને બિજાનો છુટકો થયો હોત. (માધવસેન પ્રવેશ કરે છે.)

**માધવસેન**—ખરેખર રાજાએ કહ્યો હતો તેવોજ આ ઝેરી સાપ દેખાય છે. અરે! એના મોંમાંથી વીષની જવાળા કેવી નીકળે છે, એની લાળનોજ માત્ર સ્પર્શ થાય તો તે સ્પર્શ કરનાર તત્ક્ષણ મરણ પામે, તો આ કુંવરી કેવું દુઃખ ભોગવતી હશે; પણ અરે, આ વખત વિલંબ કરવાનો નથી, આ તીક્ષ્ણ તરવારથી એ સાપના સાત કડકા કરી નાખું, કે આ સુંદરી સંકટમાંથી બચે.

**ગુપ્ત અવાજ**—ઓ બિકાણ મનુષ્ય! તારામાં એવી શી શકિત છે કે તું મારા સાત કડકા કરવા તૈયાર થયો? ત્યારે હવે એજ બોલે રહેજે, થા તૈયાર લડવા.

(ભૂત પ્રગટ થઈ માધવસેન સાથે લડે છે.)

**માધવસેન**—(ભુતની ગરદન પકડી તરવાર ઉગામીને) બોલ ઓ ઘાતકી ચંડાળ, તારામાં શું શક્તિ છે? તે જલદી બતાવ? કયાં ગયું તારૂં રાક્ષસી જોર? કયાં ગઇ તારી પલીતી બુમ? હવે તો આ તરવારને તાબે થયાશિવાય તારો છુટકો નથી.

**ભૂત**—(નમ્રતાથી) ઓ પરાક્રમી રાજકુમાર! તું ખરોજ શૂરવીર છે, હજારો માણસોના આજસુધી જીવ લીધા, પણ તારા જેવો શૂરવીર કે હિમ્મતવાન મેં કદી જોયો નથી, માટે તને હવે અરજ કરી કહું છું, કે જો તું મારો બચાવ કરશે તો હું ઘણોજ તારા ઉપયોગમાં આવીશ.

**માધવસેન**—અરે દુષ્ટ શું તું એમ ધારે છે, કે તારા કાલાવાલાથી હું તને છુટો મુકું, કે જલદી તે ગરીબ અબલાના પેટમાં જઇ સંતાય. હવે તારો છુટકો મારા હાથમાંથી પ્રલયકાળે પણ થવાનો નથી.

**ભૂત**—જ્યારે તને મારા બોલવાઉપર વિશ્વાસ નથી આવતો, ત્યારે હું હનુમંતવીરની આણ લેઇ કહું છું, કે તારી

સાથે કદી પણ દગો નહીં રમું અને તારી આજ્ઞાપ્રમાણે ચાલી તારા પ્રત્યેક કામમાં મદદ કરીશ.

**માધવસેન**—જ્યારે તેં હનુમંતની આણ લીધી ત્યારે તને છોડું છું, માટે ફરીથી દગાખોર ના થતો.

**ભૂત**—(થોડાક વાળ આપીને) રાજા! જો સાંભળ, મારૂં વચન ખરૂં કરવા તને આ નિશાની આપું છું અને આ મારા માથાના વાળ છે એને જ્યારે તું મહાસંકટમાં આવી પડે ત્યારે અગ્નીઉપર મુકજે કે તરત હું તારી સમક્ષ રજુ થઇશ. (જાય છે.)

**કુંવરી**—અહો મારા બચાવનાર ! તારી તુચ્છ દાસી તરફ જો, અને તારા ઉપકારની રેળમાંથી તેને તણાતી બચાવવાને તેનું સર્વ રાજપાટ કબુલ કરીને ગરીબ દાસીપ્રમાણે તારી સેવામાં રાખવાને પાણીગ્રહણ કર.

**માધવસેન**—અહો સુંદરી, શા માટે તું અધીરી થાય છે, હજી ઘણો વખત છે, માટે ચાલ પહેલાં આપણે આ આનંદમય વધામણી તારા પીતાને દઇયે. (જાય છે.)

---

## પ્રવેશ ૬ મો.

**સ્થળ**—ક્રુરસેનનો દરબાર.

### ક્રુરસેન તથા તેનો પ્રધાન.

**ક્રુરસેન**—(પ્રધાનને) તારૂં કહેવું સત્ય છે, પણ કાંઇ વિપરીત

થવાથી મનને ચટકો લાગે એટલે પોતાને સ્વાધિન રહેતું નથી. હા! હંસપ્રમાણે ચાલ, કોકિલાપ્રમાણે બોલવું, એ સઘળું જ્યારથી મેં તેનામાં જોયું છે, ત્યારથી હું ભ્રમિત થઇ ગયો છું.

**પ્રધાન**—મહારાજ! જે ચીજ આપણને મળવાની નહીં તેનું નામ શા માટે લેવું જોઇએ. કેહેવત છે કે, "પારકી આશ સદા નિરાશ."

**क्रुरसेन**—એટલાજ માટે હું દીલગીર છું, નહીં તો સર્વ ઠીકજ થાત, (વિચાર કરીને) પણ તેના કરતાં શું મારા નગરમાં સુંદર સ્ત્રીયોની ખોટ છે, મારી મરજી પ્રમાણે જોઇએ તે મને મળે છે, મારી સાથે સગપણ રાખવાને દેશદેશના રાજાઓ વિનંતીપત્ર મોકલે છે, પણ આ સર્વ મન મનાવાની વાતો છે. અરેરે! રસીકા કયાંથી, ચાહે આખી પૃથ્વી શોધો, ઇંદ્રની સર્વે અપ્સરાઓ લેઇ આવો, તોપણ તે રસીકાની દાસીપદને પણ યોગ્ય નહીં, પણ ઓ ક્રુરસેન, તારા નસીબમાં નહીં તે તને કયાંથી પ્રાપ્ત થાય? પરમેશ્વરે મને આટલી સમૃદ્ધિ આપી તે શું કામની? ધિક્કાર હજો મને રસીકાવિના આ દેહથી ફરવું તે એક બોજા ઉપાડવા બરાબર છે. અરે, તેના શરીર ઉપર પેહેરાતા દાગીનાઓમાં એકાદ દાગીનો હોત તો સ્પર્શ સુખ તો મળત.

**પ્રધાન**—મહારાજ! ગમે તેવો પણ તે માંડલીક રાજા, તેથી તેના દેવથી પણ ના કહેવાત નહીં, પણ રસીકાની પ્રીતિ મૂળથીજ કામસેનઉપર ત્યારે તેના બાપનો શો દોષ કહાડવો. તોપણ તમારી ભૂલ થઇ. જે વખતે કામસેન રસીકાને લેઇ પોતાની રાજધાની તરફ જવા નીકળ્યો, તે વખતે માત્ર તેની સાથે બસો સ્વાર હતા, તે વેળા આપણું લશ્કર તૈયાર હતું, હુકમ કર્યો હોત તો તેનું શું સામર્થ કે રસીકાને લેઇ જાય.

**क्रुरसेन**—ખરી વાત, (લગાર વિચાર કરીને) પ્રધાનજી! આપણા સૈન્યાધિપતિને તેડાવો.

**प्रधान**—બહુ સારૂં મહારાજ! (સેવક તરફ જોઇને) અરે, કોઇ છે કે!

**चोपदार**—(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ.

**प्रधान**—સેનાપતિને સત્વર બોલાવી લાવ.

**चोपदार**—બહુ સારૂં. (જાય છે.)

**क्रुरसेन**—હું ધારૂં છું કે તેના કિલ્લાઉપર અસાવધ વખતે ઘેરો ઘાલ્યો હોય તો આપણી ઇચ્છા પુરી થાય ખરી.

**प्रधान**—આપની કલ્પના સંભવિત છે.

**सेनापति**—(પ્રવેશ કરીને) મહારાજ! શી આજ્ઞા છે.

**क्रुरसेन**—મારી ખાતરી છે સેનાપતિ! કે તમે મારા વાસ્તે પ્રાણ આપવાને પણ તૈયાર થશો. પણ આજ કાંઇ

વિશેષ કામ સારૂં તમને તેડાવ્યા છે; તેનું કારણ એજ કે આપણે જ્યારે સ્વયંવરમાં ગયા હતા, તે વેળા મેં રસીકા સારૂં કેટલો પૈસો ખરાબ કર્યો, પણ તેણે કામસેનને વરમાળા આરોપી મને નિરાશ કર્યો.

**सेनापति**—ત્યારે મહારાજ! સર્વે વિચાર કોરે મેલી, કરો હલ્લાં તેના રાજ ઉપર.

**प्रधान**—ખરી વાત છે મહારાજ! મને પણ એજ વિચાર યોગ્ય ભાસે છે.

**क्रूरसेन**—પ્રધાનજી, મારા મનને પણ એજ વિચાર સારો લાગે છે, તમે સર્વ સૈન્ય સજ્જ કરી તૈયાર થાઓ કે કામસેનને પદભ્રષ્ટ કરી રસીકાને આપણા તાબામાં લેઇએ. સેનાપતિ! ઢીલ કરવાનું કંઇ કારણ નથી, જલદી તૈયારી કરવા માંડો.

**सेनापति**—મહારાજ! આ ચાલ્યો અને આપની આજ્ઞા પ્રમાણે લશ્કર તૈયાર કરૂં છું.

**क्रूरसेन**—પ્રધાનજી, તમે પણ જાઓ અને જલદી ખજાનચીને હુકમ કરો, કે લશ્કરને સરસામાન જે જોઇએ તેના પૈસા ચુકવી આપે. (પ્રધાન તથા સેનાપતી જાય છે.)

હા! હવે મારી આશા પૂર્ણ થશે; આવતી કાલે લશ્કર સહિત કુચ કરી જાઉં અને જો કામસેનને મારી રસીકાને લાવું નહીં તો મારૂં નામ કુરસેન નહીં. (જાય છે.)

# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ.**—*જંગલ.*

**सैन्यना केटलाक सिपाइओ.**

**१ लो सिपाइ**—કેમ ભવાનસિંહ, આપણા સેનાપતીએ છુપા જંગલમાં રહેવાનું કહ્યુંછે તેજ આ જંગલ કે નહીં?

**भवानसिंह**—હા ભાઇ હા, છાનો રહે છાનો આપણા સેનાપતીએ બહુ ચુપકીથી રહેવાનું કહ્યું છે, અને ચેતવણી આપી છે, કે કોઈ જાણે નહીં તેવી રીતે સંભાળીને રહેવું.

**लंगडो**—(વચ્ચે બોલીને) મરેરે સેનાપતીનો થાતો, મારા જેવા બાહાદુર ને કીરતીવાન સિપાઇઓ સામેલ છતાં એટલો ભય કોનો? જોઇછે આ તલવાર! (કુહે હાથે મુંઠને ઝાલીને) આને એકજ ઘાયે, પાંચ હાથ માંખણના ઢગલાને કાપી નાખું, તો બીજાનો શો ભાર.

**२ सिपाइ**—વાહવા! ઘણાજ બહાદુર, એ પ્રમાણે તો તમે છાણમાં પણ તરવાર મારી જાણતા હશો.

**लंगडो**—એમાં શું સંદેહ? મારા જેવો તિસ્મારખાં છાણમાં તરવાર મારવા, બીજો કોની માએ જણ્યો છે.

**२ सिपाइ**—શું તમારૂં નામ તિસ્મારખાં?

**लंगडो**—હા, અમારૂં નામ. (મુછો મરડીને) તિસ્મારખાં,

અમે મ્હોટી બાહાદુરી કરી તેથી રાજાએ અમારૂં નામ તિસ્મારખાં રાખ્યું; મરજી હોય તો મારી બહાદુરી ગાઇ દેખાડું.

૨ सिपाइ—ભલે ગા જોઇએ.

लंगडो— આઇ વેરીગુડ બગાલી બાબુ—(એ રાહ.)

લટકે મટકે જાવું લડવા,
લડવાની છે મન બહુ હામ;
મારી કાપી શત્રુ કેરી,
શેના ડાર કરૂં હું તમામ. ૧
હાથ ઠુંઠે ઠીકઠોઠ મરાશે,
પગપંગુથી પળાશે આમ;
ખનનન ખનનન ખડગ ચલાવી,
બોલાવી દેઉં સઉના રામ. ૨
કચ, કચ, કચ, કચ; ઘોડો હાંકી,
ખડ ખડ હું દોડાવું આમ;
ભડ, ભડ, ભડ, ભડ, ગોલી બંદુકથી,
ફોડી કહાડું શત્રુમાં નામ. ૩
લડાઇમાં શૂર સૌથી બહાદુર,
બહાદુરી જાણે સઘળું ગામ;
તીસ માંખ મારી મેં એકે,
તિસ્મારખાં મારૂં નામ. લટકે. ૪

**પ્રધાન.**—બસ ભાઇ બસ, છાનો રહે તારી બહાદુરી સાંભળી.

**૧ લો સિપાઇ**—વાહ! જોયા કે વળી મોટા સરદાર. પોતે બુમો પાડીપાડીને બોલે છે, તે તો કાંઈ નહીં ને વળી બીજાને સિખામણ દેવા આવેલા, પણ અરે ભાઇ, પેલા ખૂણામાંથી વાઘ આવે છે અને ભવાનસિંહ ભણી ડોળા કહાડી રહેલો છે. માટે ભાઇ ભવાનસિંહ તમે તેના મોડામાં જાઓ, એટલે અમે એ બલામાંથી છુટીએ.

**ભવાનસિંહ**—અરે બેવકુફ! શું તને સરમ નથી આવતી? આપણા સરદારે કહ્યું છે, કે કોઇ ગડબડ કરે તેની ખૂબ સાવચેતીથી સંભાળ રાખજો. તેથી વધારે બકબક કરવી માંડીવાળી મારા કહ્યાપ્રમાણે ચાલો, નહીં તો જોઇછે આ તરવાર તારી દહોડવેંતની જીભ કાપવાને તૈયારજ છે.

**૩ જો સિપાઇ**—અરે એતો માંહુનામાંહુ કપાઇ મરવાના પણ જ્યારે રાજાના લશ્કર હામું લડવા જવું પડહેકેની, ત્યારે કૂતરાની પેઠે અહીઆંથી તહાં ને તહાંથી હાં નાહતા ફરવાના.

**૪ થો સિપાઇ**—વાહ! આ જોયો કે ડાહ્યો, પણ તું તે હું હમજે તારા બાપનું તોલડું, અહિંયાં આપણે ચોરોથી હુંતાઇ રહેલા તેમાં તે બડબડાટ ને ભડભડાટ કરી મુકેલો તેનો ઘોંઘાટ હાંભળીને જો કોઇ રાજાને કહેકેની તો આપણે અહીંજ મરી જઇયે; અને ફરીને બાયડી

છોકરાંને જોવા ન પામીએ, મારા તે હા ભોગ લાગેલા કે છેતર છેડવું મેલીને તમારી ભેગી હીપાઈની ચાકરી કરવા આવેલો.

**ભવાન.**—અરે બેવકુફ માણસો, છાના મરો છાના, આવી બુમો પાડવાથી તમને ધાસ્તી નથી લાગતી, કે દુશ્મન તરફનું કોઇ માણસ સાંભળસે તો શા હાલ થશે? આખરે પોતાની જાતઉપર ગયા, ખેડુત તે ખેડુત, જંગલમાં રહી માટીનાં ઢેફાં ભાગેલા, તેનાથી હથીઆર શી રીતે પકડાય. (બાજુ જોઇને) અરે ભલા માણસો. ચુપ રહો, જુઓ આપણા સેનાપતી તથા કુરસેનરાજા આવે છે.

(બંને પ્રવેશ કરેછે.)

**સેનાપતિ**—કેમ ભવાનસિંહ! મેં કહ્યું હતું તે પ્રમાણે આપણું બધું લશ્કર આવી મળ્યું છે કે નહીં? તૈયાર હોય તો ચાલો, બાર વાગ્યાનો વખત થવા આવ્યો છે, જલદી આ શેહેરઉપર હુમલો કરીએ, જુવો સંભાળજો. શેહેરમાં જે પેહેલું દાખલ થશે અને જે વધારે હુશિયારી બતાવશે તેને લૂંટમાંથી વધારે ભાગ મળશે. જુવો વળી સર્વે સીપાઇઓ સંભાળજો, કોઇ એમ ન ધારે કે લશ્કર આવેછે, કારણ એકદમ છૂપાછૂપ આપણે રાજાનો મહેલ ઘેરી લેવો છે. (સેનાપતિ પછવાડે બધા સિપાઇયો કુચ કરે છે.)

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—કામસેનનો મહેલ.

(કામસેન તથા રસિકા સુતા છે કુરસેન અને સિપાઇઓ પ્રવેશ કરે છે.)

**क्रुरसेन**—(એક સિપાઇને) જો, એજ રસીકા! મારૂં મનરંજન કરવા યોગ્ય, તે આ કંગાલ કામસેનને વરી. સિપાઇઓ જુઓ છો શું? ખેંચો એ દુષ્ટને પલંગથી નીચે.

**१ लो सिपाइ**—મહારાજ! આપ કહોછો તે ખરી વાત, પણ શું તેની આવી પ્રીતિનો ભંગ કરવો, આ ભર નિદ્રામાં વશ થયેલા પ્રિતમ પ્યારીનો ઘાત કરીને પાપને કોણ પાત્ર થાય.

**क्रुरसेन**—અરે ધર્મના દાસ થઇને કેમ બેઠા, આ વખત શું પાપ અને ધર્મ જોવાનો છે? આપણે જે કામે આ-વ્યા છીએ તે પેશ પહોચાડવું છે કે નહીં? અરે, એ દુષ્ટને નીચે ખેંચી લેવાને, શું તમારામાં શકિત નથી, તો જુઓ આ મારો શૂરવીર લડવૈયો કેવી તેની દુર્દશા કરે છે.

**कामसेन**—(જાગીને આશ્ચર્ય પામી) હા! દુશ્મનો એકા-એક મારા મેહેલમાં કયાંથી દાખલ થયા, શું શેહેરના ચોકીવાળાઓ સર્વે મરી ગયા.

**क्रुरसेन**—અરે દુષ્ટ! તું હજી મને ઓળખતો નથી કે શું?

અરે મને સુખી કરનાર જે રસીકા જેવું રત્ન, તે શું તું લેઇ ગયો; કંઇ ચિન્તા નહીં રાખ, હમણાંજ તારા સો વર્ષ પુરાં કરૂં છું, અથવા જો તું બચવા માગતો હો તો આ રસીકા મારે સ્વાધીન કરી દે, કે તારો પ્રાણ ઉગરે.

**कामसेन**—હે દુષ્ટ, તું કોણ? ને અહીંયાં આવવાનું કારણ શું? તારૂં સ્ત્રી રત્ન હરી લેનાર કોણ? અને મારા મેહેલમાં તું શું કરવા આવ્યો? બોલ જલદી નહીં તો તારાં સો વર્ષ પુરાં થશે.

**क्रुरसेन**—અરે કંગાલ, શું તું મને હજી ઓળખતો નથી, શા માટે તને મારી ઓળખાણ પડે, હાલમાં તો તું સ્ત્રીમાં નિમગ્ન થઇ રહ્યો છે, તેથી તારી આંખો ઉઘાડીને જો હું તારો શત્રુ ક્રુરસેન છું.

**कामसेन**—હા. ઘણુંજ સારૂં થયું, કે ઘણા દિવસના તલપી રહેલા મનને વેર લેવાનો સમય પાસે આવ્યો.

ક્રૂરસેન તરફ પીસ્તોલ ફોડે છે તે ન લાગવાથી ક્રૂરસેન સામો બાર કરે છે, કામસેન ઘાયલ થાય છે. ક્રૂરસેનના સિપાઇયો ઘેરી લે છે અને ક્રૂરસેન રસીકાને પકડે છે.)

**रसीका**—(વ્યાકુળતાથી) મારૂં શું થશે પ્રાણનાથ.

(મુર્છા પામે છે.)

**पेहलो अंक समाप्त.**

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ.—વન.

**कामसेन**—                    गजल.

ચંદ્રમુખીને એકલી, છોડી ને હું આવ્યો અહીં;
પ્રીતીની જાળ તોડીને, જીવ કર્યો મેં પ્રિય સહી.—ટેક.
ધીક હવે છે જીવવું, ધીક્કાર ફરવામાં અહીં;
પ્રાણથી પ્રિય પત્ની જે, છોડીને હું આવ્યો અહીં—ચંદ્ર.
મારી અવસ્થા શી થઇ, છોડિ જતાં તને પ્રિયા;
નીર્જીવ થઇ ફરૂ હવે, તેથી ભલું મરવું અહીં.—ચંદ્ર.

(આસપાસ જોઇને) અરે, વળી તે નવી પીડા ક્યાંથી આવે છે, તે શત્રુ માહેલો સ્વાર તો નહી હોય. હા, તેવોજ દીસે છે, હથિયારથી ભરપુર મારી તરફ દોડતો આવે છે. અરે, હવે ક્યાં સંતાઉં. (ઝાડઓથે સંતાયછે.)

**सुरसेन**—(પાસે આવીને) મારો વ્હાલો મિત્ર કામસેન હમણાજ દેખાતો હતો તે એટલામાં ક્યાં અલોપ થયો.

**कामसेन**—સાદ તો સુરસેન જેવો છે (પાસે જઇને) અરે કોણ મિત્ર સુરસેન.

**सुरसेन**—હા.

**कामसेन**—અહા, ઇશ્વરની કેવી કૃપા! કે આવા સંકટના વખતમાં તું આવી મળ્યો, પણ પછવાડે શું થયું તે જલદી કહે.

**सुरसेन**—મહારાજ! જ્યારે આપણું સર્વ સૈન્ય વિખરાઇ ગયું તે વખતે મેં ચોતરફ જોયું તો આપનો મોતીઓ ઘોડો મારી નજરે પડ્યો, પછી હું સર્વ રસ્તો છોડી આપની પાછળ દોડવા લાગ્યો, પણ મારો ઘોડો આપના મોતીયા બરોબર ચાલી શકયો નહીં, તેથી મને ધાસ્તી લાગી કે આપનાથી જુદો પડીશ, પણ તર્કપ્રમાણે ચાલી અવવાથી આપની ભેટ થઇ, માટે મહારાજ! આ ઝાડની છાયાતળે ચાલો આપણે જઇને બેસીયે, તેટલીવારમાં આપણા ઘોડા પણ ચરે છે તે લીલું ઘાંસ ખાઇ આરામ લેશે.

**कामसेन**—સુરસેન! હવે આપણું પેલું સગપણ રહ્યું નથી, તારા કરતાં હું વધારે દુઃખી છઉં, માટે મને "મહારાજ" એ શબ્દ કરી બોલાવતો નહીં.

**सुरसेन**—મહારાજ! આપ એ શું બોલો છો, સદાસર્વદા આપના ચરણનો દાસ છઉં, કારણ નાહનપણથીજ આપનું લુણ ખાઇ મોટો થયો છું કેટલેક પ્રસંગે પાળેલા પશુઓ પણ ઉપયોગમાં આવે છે, તો હું મનુષ્યપ્રાણી કે ઇશ્વરે જેને બુદ્ધિ આપી છે, તેને કૃતઘ્ન થવું ઘટે, એવું

કરવાથી તો એક જનાવર કરતાં પણ નીચ ગણાઉ, માટે કોઇ પ્રકારે આપ સંશય ન રાખતાં જે હુકમ હોય તે નિવેદન કરો.

**कामसेन**—મારા વિશ્વાસુ સુરસેન! તારા સરખો પ્રમાણિક મિત્ર મને ભાગ્યેજ મળશે. અરે, પણ મારી વ્હાલી રસીકાની શી અવસ્થા થઈ, તેની તને કંઇ ખબર છે?

**सुरसेन**—મહારાજ! આપને મેં પહેલેથી સૂચવ્યું કે હું તો આપના પગોપગ દોડતો આવ્યો.

**कामसेन**—તેની હવે શી અવસ્થા થઇ હશે? હા, તે દુષ્ટે તેને જીવથી મારી હશે અથવા કેદ કરીને લેઇ ગયો હશે, હું તેને વારંવાર વચનો આપતો કે 'પ્રાણપ્રિયા મારો સર્વ આધાર તારા માથે છે' એવું છતાં પણ તેને છોડી મારો જીવ વહાલો કર્યો.

**सुरसेन**—મહારાજ! હવે પસ્તાવો કરવાથી શું ફાયદો છે ગઇ વાત પાછી આવે નહીં, હવે માત્ર આપના બચાવ થવાની ગોઠવણ થાય તો સારૂં. (એક ચોર પ્રવેશ કરે છે.)

**चोर**—(મનમાં) વાહ! માલ તો ગબ્બર છે; આવો શિકાર તો મારા સરદારે જનમમાં પણ નહી જોયો હોય, (વિચાર કરીને) અરે, પણ મારા જેવો બીજો કોઇ ભાઇબંધ આવી પડશે તો વચમાં ફોગટનો ભાગ પડાવશે, માટે ચાલ હું તે લોકોને મારા સરદાર પાસે લેઇ

જાઉં કે અરધોઅરધ ભાગ મને એકલાનેજ મળે. (પાસે જઈ જોઇને) અરે, પણ તે દખીતા તો જોરાવર છે, તેથી બલાત્કારે તો ફાવી શકાય તેમ નથી, ત્યારે કરવું તે શું? આવાં નંગ જો હાથથી ગયાં તો ફરી આખા જનમારા સુધી નહીં મળે. (પ્રસિદ્ધ) અરે ભાઇયો, તમે કોણ છો? અને આવા અરણ્યમાં શું કરવા બેઠા છો? તમે બહુ ભોળા દેખાવો છો, કોઇ ચોર કે પિંઢારો તમને મળશે તો ખરાબી થશે.

**सुरसेन**—અરે આ તરવાર જ્યાં સુધી અમારા હાથમાં છે ત્યાં સુધી કોની શકિત છે કે પાસે પણ આવે.

**चोर**—હા ખરી વાત છે, પણ હું તો છઉ તેની છઉં તમને ભલા માણસ જાણી કહું છઉં, મને શું લાભ, દયા આવી તેથી કહ્યું પણ વખત ઉલટો આવ્યો છે, દયાને 'ડાકણ ખાગ' કોઇ ચોર કે લૂટારાની ટોળી આવી સાફ કરશે ત્યારેજ સંભારવાના?

**सुरसेन**—ચાલતો થા અહિંથી.

**चोर**—મારો કંઇ તમને એટલો આગ્રહ નથી, પણ જુવો આ સુરજ ઘણો તપેલો છે ને લુ વાય છે તેથી ચાલો પાસેજ મારી ઝુપડીછે ત્યાં આવી ઘેવડી આરામ લ્યો.

**कामसेन**—પ્રિય સુરસેન, મારો જીવ આ ગરમીથી વ્યાકુળ

થઇ ગયો છે, તો ચાલ આપણે તેની ઝુંપડીમાં જઇએ અને નમતે પહોરે આપણે માર્ગે પડીશું.

**सुरसेन**—મારી તરફની કાંઇ ના નથી પણ આ લોક કંઇ વિશ્વાસ રાખવા યોગ્ય નથી.

**कामसेन**—વાહ ! તેનાથી શું થવાનું છે.

**चोर**—(મનમાં) "વાહ તેનાથી શું થવાનું છે" તે થોડીજ વારમાં ખબર પડશે, ધીરજ રાખો, બાપુ તમારૂં સઘળું શૂરાતન જણાઇ આવશે. તમારા જેવા સોનારૂપાથી જડાએલા હીરા અમારા હાથથી જાય તો અમારૂં ને અમારા સરદારનું પેટ પણ કેમ ભરાય. (ઉંચું જોઇને) ઓ પરમેશ્વર, અમારી અરજ તારેજ માથે છે માટે સદા પૈસાથી પુર અને સોનેરૂપે ચકચુર શીકાર મોકલતોજ રહેજે.

(જાય છે.)

(માલતી પ્રવેશ કરે છે.)

**मालती**-રસીકા, રસીકા, તારા શા હાલ થયા હશે. તે ઘાતકી ક્રુરસેને, તને તારા પ્રિય કામસેનથી જુદી પાડી. હા, ઘેરથી હું તને કેવા ઉત્સાહથી મળવાને નિકળી હતી, પણ ક્રુર ભાગ્યે કેવો ફેરફાર કરી દીધો.

**माधवसेन**—(પ્રવેશ કરે છે.)

## ગજ્રલ.

પિયાકિ ચિત્રબીન—(એ રાગ.)

દુખ હરતા થઇ દુખ કેમ આપે, દયા શું મુજપર ના વેરે;
બંધુ તણી શોધ કરી કરી થાકયો, કયાંય ન નજરે આવેરે;
તેથી દયા કરી તું પ્રભુ મેળવ, કેમ દુખીને ઝુરાવેરે.—દુખ.

(આસ પાસ જોતાં માલતીને જોઇને) અરે, આવા અઘોર જંગલમાં આવી સ્વરૂપવાન સ્ત્રી ક્યાંથી. (પાસે જઇને) અરે સ્ત્રી આ ભયંકર અરણ્યમાં તું કેમ આવી છે, તું મારી ધાસ્તી ન રાખીશ, તને મારાથી બનતી સાહ્ય કરવાને હું તત્પર છું.

**માલતી**—હું અજીતસિંહ રાજાની કુંવરી છું, મારૂં નામ માલતી છે; હું મારે ઘેરથી મારી બેહેન રસીકાને મળવા જતી હતી, તેવામાં મને રસ્તામાં એવા સમાચાર મળ્યા, કે કુરસેનની ફોજે કામસેનનો પરાજય કર્યો ને રસીકાને લેઇ ગયો, તેવામાં પછવાડેના જંગલમાંથી એક લુટારાની ટોળીએ આવી અમારો માલ લુટવા માંડ્યો તે જોઇ મારા સિપાઇયો તેમની પાછળ દોડી ગયા. મને ધાસ્તી લાગે છે કે મધ્યરાત્રી થવા આવી તોપણ હજુ તેઓ પાછા આવ્યા કેમ નહીં, ઇશ્વર જાણે તેઓનું શું થયું હશે.

**માધવસેન**—હા, હજી તે દુષ્ટ મારા કુટુંબની પછવાડે લાગેલો છે; મને વનવાસ કાઢયો, મારા ભાઇને પરાભવ

કીધો, તો હવે તેનું વૈર લીધાવગર છૂટકો નથી; જ્યાંસુધી મારા શરીરમાં માંસ છે, જ્યાંસુધી મારા કાન પ્રત્યેક માણસના બોલ સાંભળે છે, જ્યાંસુધી મારી નસોમાં શૂરવીર ક્ષત્રીનું લોહી વહે છે, ત્યાંસુધી ઓ ઘાતકી, ચંડાળ અને નિર્લજ ક્રુરસન, તને આ પૃથ્વીપર નિરાંતે બસવા નહી દેઉં, પણ તને પકડી આ તિક્ષણ તરવારથી તારૂં મસ્તક ધડથી જુદું પાડીશ ત્યારે, અને ત્યારેજ મારૂં ઉકળેલું લોહી અને ઉછળતી છાતી શાંતિ પામશે, પણ ઓ મારા જીવ કરતાં વ્હાલાભાઇ, તું આ વેળા ક્યાં હશે; અરે, કોણ જાણે કયા જંગલમાં ફરતો હશે.

**માલતી**—(સાનંદાશ્ચર્યથી) શુ મારી વ્હાલી બેન રસીકાના પતિ કામસન ના આપ ભાઇ થાઓ ?

**માધવ.**—હા. પ્રિય માલતી હું કામસનનો ભાઇ માધવસેન.

**માલતી**—(મનમાં) માધવ માધવ તને થોડીજ ખબર છે કે માલતીનું ચિત્ત એક પળમાં તારે સ્વાધીન થઈ ગયું છે; જે મારૂં મન થોડીવાર પેહેલાં સ્વતંત્ર અને નિર્દોષ હતું તે હાલ તારા કામપાશથી બંધાઇ ઘાયલ થઇ ગયું છે. પણ સબુર મન એટલી ઉતાવળ કરવાનો આ વખત નથી; હાલ તો ગુપ્ત રાખવાથીજ ફાયદો થશે. (પ્રસિદ્ધ) માધવ! માધવ!! હવે આ ભયંકર જંગલમાંથી જલદી

છોડાવ. અરે હું શું કરૂં, મારામાં એક ડગલું ચાલવાની પણ શકિત રહી નથી.

**માધવસેન**—કંઇ ચિંતા નહીં પ્રિય માલતી! તેનો ઉપાય મારી પાસે છે, આ પાસેના જંગલમાં મારો એક સુંદર ઘોડો છે તે લેઇ આવું. લે આ ખંજર તારી પાસે રાખ. (આપેછે.)

(તે જાય છે, માલતી સુઇ જાય છે, તેવામાં રાક્ષસ આવી જાદુની લાકડીથી તેને ગુફામાં લેઈ જાય છે.)

**માધવ.**—(પ્રવેશ કરીને માલતીને ન જોવાથી) અરે આ શું, કેવો ચમત્કાર! હું આવું છું એટલીવારમાં માલતી કયાં અલોપ થઇ ગઇ. ગરીબ બિચારી એકાએક કયાં ગઈ હશે. અરે, કોઇ તેને આ ગુફામાં તો નહી લેઇ ગયું હોય, માટે ચાલ જઇને જોઉં. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—કુરસેનનો રંગમેહેલ.

**રસીકા.**

**રસીકા**—(વિલાપ કરેછે.)

**ગરબી.**

ઓધવજી સંદેશો કેજો શામને—(એ રાગ.)

બેઠી છઉં પ્રભુ કોનારે હું અવાસમાં,
પતી વિખુટી છતાં હજી જીવતીજ જો,

કપટ કરી એ દુષ્ટે નાખી પાશમાં,
હતી હમેશાં હું સુખમા રમતીજ જો. બેઠી છઉં.
પ્રાણપતીરે મુજને છોડી ક્યાં ગયા,
દયા ન આવી કરતાં મને નિરાશ જો;
તોપણ દયા કરી વેગે આવો અહીં,
નહિ તો થાશે મારા તનનો નાશ જો. બેઠી છઉં.

## લલિત છંદ.

અરર માહેરૂં શું હવે થશે, દિન વિયોગમાં શી રીતે જશે;
પ્રિય હું આપને પ્રાણથી હતી, હર્ષથી સદા કંઠ લાગતી.
ત્યમ છતાં અરે કાં તજી ગયા, અરર મારી શું આવી ના દયા;
ઓ પ્રભુ હવે દેની હાથરે, મેળવ તું હીયાં ત્વરીત નાથરે.
નીકર પ્રાણ હું આપીને મરૂં, પતિવિના જીવી શું હવે કરૂં.

(કુરસેન પ્રવેશ કરે છે.)

**कुरसेन**—મારા પ્રાણ કરતાં વ્હાલી રસીકા, કેમ દીલગીર છે? આટલા દિવસ તો તારા દુ:ખમાં ગયા, પણ હવે તારા સુખનો સૂર્ય ઉદય થયો. (નથી બોલતી જોઇને) અરે, સ્ત્રીઓનો સ્વભાવજ હોય છે કે પહેલાં તો ના ની નાજ કહેવાની પણ હવે તારા ચંદ્રસમાન મુખમાંથી મીઠાં વચન બોલી મારા મનને શાંત પમાડ.

(પાસે જવા માંડે છે.)

**रसीका**—અરે અવિચારી! પરસ્ત્રીને સ્પર્શ કરવામાં કેટલું પાપ છે તે તું જાણતો નથી? દૂર ઉભો રહે દુષ્ટ! ધિક્કાર હજો તને, કે એક નિર્દોષ અબળાને હરી લાવી તેનું શિયળ ભંગ કરવાને તત્પર થયો છે.

**क्रुरसेन**—જો કે કોયલ બીજવાઇને બુમો પાડે છે, પણ તેનો મધુર સ્વર કાનને મીઠાશ ઉત્પન્ન કરે છે. તેમજ વ્હાલી રસીકા! તારા શબ્દ આવા કઠોર છે, પણ તે મારા કાનને અતિશય મધુર લાગેછે. અરે, તારા સ્વરૂપ કમળઉપર હું કેવળ ભ્રમરપ્રમાણે સુગંધી લેવાને ઉત્સુકા કરૂં છું; તેથી આ દુઃખી થયેલા ભ્રમરને તારા મનોહર શરીરનો સ્પર્શ તો થવા દે. વ્હાલી! તને મેળવવા મેં કામસેનનો પરાજય કર્યો, દીલગીર શા માટે થાય છે; આ રાજ સર્વે તારૂંજ છે એમ આજથી સમજ. અરે! એટલુંજ નહીં. પણ તને મારી પટ્ટરાણી કરીને રાખીશ, શો વિચાર કરેછે. આવ બેસ મારા ઉછરંગઉપર અને તારા પરવાળા સમ અધરનું પાન કરાવી શાંત કર.

**रसीका**—ચંડાળ, નિર્લજ, નીચકર્મી! ચાલતો થા અહીંથી; મુવા, બળ્યું તારૂં રાજ ને આગ લાગો તારા મહેલને. દુષ્ટ હું તને ખરેખરૂં કહુંછું કે મને ત્રાસ ન આપ નહીં તો આજ ક્ષણે મારો પ્રાણ આપીશ; કે જેનો જવાબ તને પેલી નિવૃત્તિની જગામાં ધર્માસન આગળ

આપવો કઠણ પડશે. શું, તને તારા નગરમાં મારા શિવાય થોડી સ્ત્રીયો છે?

**क्रुरसेन**—આકાશમાં ચળકતા તારા ઘણાછે, પણ ચંદ્રવિના પૃથ્વીને પૂરતો પ્રકાશ કોનાથી મળે? તેજપ્રમાણે સર્વ સ્ત્રીયો તારા મુખચંદ્ર આગળ સ્વરૂપહીન અને નિસ્તેજ છે. માટે વ્હાલી! એક વખત તારા સુંદર મુખે "પ્યારા" એવો ઉચ્ચાર તો કર.

**रसीका**—ચંડાળ, તાળવેથી તારી જીભ તૂટી કાં નથી પડતી? કે આવા શબ્દ નિકળતા અટકે અથવા પૃથ્વી મને માર્ગ આપે તો હું સાંભળતી બચુ. અરે, તારૂં કાળુ કર અહીંથી, નહીં તો આ કટાર મારા પેટમાં મારી પ્રાણત્યાગ કરીશ. (કટાર કાહાડી હાથમાં લે છે.)

**क्रुरसेन**—હાં, હાં, સુંદરી, આ શું આરંભે છે, અરે તને હજી શું મારા વૈભવની ખબર નથી.

**रसीका**—અરે! તને હું કહું છું કે તું અહીંથી જા નહી તો.
(કટાર મારવા જાય છે.)

**क्रुरसेन**—(કટાર છીનવી લેઇ) પોતાને હાથે આત્મહત્યા કરવી અતિ પાપ છે. તારી ઇચ્છા નહોય તો હું આ ચાલ્યો, જો ફરીથી એકવાર કહુંછું કે વિચાર કર, નહીં તો પસ્તાવો કરવો પડશે, શું તું એમ ધારે છે કે તારો પતિ હજી જીવતો છે, અને તે તને મળશે, પણ નહીં

તે તો ક્યારનો ધર્મદ્વાર પહોંચી ગયો હશે. માટે ખોટી આશા છોડીને હું કહું છું તે સાંભળ કે સુખી થઇશ. (મનમાં) કેવી મૂર્ખ છે આટલું સમજાવતા છતાં માનતી નથી, હું તને વધારે છેડીશ તો એ ક્રોધને વશ થઇ દેહત્યાગ કરશે તો મારી સર્વ મેહેનત વ્યર્થ જશે માટે ચાલ કઈ બીજો ઉપાય કરૂં.

(ક્રૂરસેન જાય છે ને તેની સ્ત્રી આવે છે.)

**रसीका**—અરે તું કોણ, અને અહિયાં આવવાનું કારણ શું?

**क्रुरसेननी स्त्री**—હું ક્રુરસેનરાજાની સ્ત્રી છું અને જરા કામ સારૂં તારી પાસે આવી છું.

**रसीका**—તો ઇશ્વર અર્થે જેમ આવી તેમ પાછી જા.

**क्रुर. स्त्री**—બાઇ તમે એટલા શા વાસ્તે ગભરાઓ છો, હું તમારા લાભ માટે આવી છું.

**रसीका**—નથી સાંભળવી તારી લાભની વાત, પથ્થર જેવી છાતીના ક્રુરસેનની સ્ત્રી તુજ કે નહીં? અરે, ઇશ્વરની બીક રાખી મને દુઃખી ના કર.

**क्रुर. स्त्री**—બાઇ એમ દુઃખી ન થા, ને હુ જે કહું છું તેમાં ધ્યાન આપ, જેવો પવન આવે તેવી પીઠ દેવી જોઇએ, અને વખત જોઇને ચાલવું, હું તને વધારે શું સમજાવું, તુંજ વિચાર કર, જો કે તારો પતિ મળવાની

આશા હોય તો તે જુદીજ વાત છે, પણ રણભૂમિમાં તેનો તો ક્યારનોએ નાશ થયો હશે. થઈ ગયેલી વાતનો શોક ન કરતાં આવી પડેલા સંકટમાંથી બચવું એજ ડાહપણનું કામ છે.

**रसीका**—બેશરમ, નિર્લજ, કુટણી, એવું બોલતાં તને શરમ નથી આવતી? શું પતિનું કુટણપણું કરવા આવી છે; ધિક્કારછે તારા જીવતરને? રે દુષ્ટા, શંખણી, કર તારૂં કાળું, નહીં તો હમણાંજ તને સિધો રસ્તો બતાવીશ.

**क्रुरसेन स्त्री**—(મનમાં) અરે, હું કોણ, અને અહિયાં શું કામ કરવા આવી છું, પતિનું વચન માન્ય કરી આવું નિચ કૃત્ય કરવા તૈયાર થઇ (રસીકાને ઘૂટણીએ પડીને) રસીકા, ઓ સદ્‌ગુણી રસિકા! હવે શાન્ત થઈ મારો થયેલો અપરાધ ક્ષમા કર, હું વિનતિ કરીને કહું છું કે એ અપરાધ મારે માથે ન મૂક.

**रसीका**—(મનમાં) અરે આ કેવી તરેહનું માણસ, મીઠું મીઠું બોલી કાળજું કોરવા માગે છે કે શું? (પ્રસિદ્ધ) મેં તો તને એક વખત કહ્યું કે તારૂં કાલું કર પણ તું પોતેજ નિર્લજ થઇને બકે છે.

**क्रुर. स्त्री**—તું જ્યાંસુધી મને બ્હેન પ્રમાણે ગણી મારા થયેલા અપરાધની ક્ષમા નહી કરે ત્યાંસુધી પાછી

જવાની નથી, ફરીથી મારા મોંમાથી એવાં વચન નહી નીકળે, મનુષ્યથી હમેશ ભુલ થતીજ આવે છે.

**रसीका**—વારૂ બોલ હવે તું શું કહેવા માગે છે.

**क्रुर. स्त्री**—મારે કહેવાનું એટલુંજ છે કે, મને બહેનપ્રમાણે ગણી મારા વિષેનો દુર્ભાવ મનમાંથી કાહાડી નાખો.

**रसीका**—ઠીક બાઈ, મારા દિવસજ એવા આવ્યાછે, તેમાં તમારો શો અપરાધ.

**क्रुर. स्त्री**—નહી નહી બાઇ, હું ક્ષમા માગી વિનંતી કરૂંછું કે, મારાવિષેનો દુર્ભાવ ન રાખવો.

**रसीका**—બાઇ તારાં આવાં ભેદ ભરેલાં વચન મને ત્રાસ આપે છે. પણ હજી કંઇ કપટ રચના કરવાની હોય તો કહી દે.

**क्रुर. स्त्री**—નહી બાઇ, એવી ખોટી કલ્પના તું તારા મનમાં લાવીશ નહીં, હું મારા ખરા મનથી કહું છું કે મારાથી બનશે ત્યાંસુધી હું તને ઉપયોગી થઇ પડીશ.

**रसीका**—જો બાઇ, તું બોલેછે તે તારા ખરા અંતઃકરણનો બોલ હોય તો હું તારો ઉપકાર માનું છું. અને માગી લેઉં છું કે, આ કાળ પાશમાંથી મને છોડાવ, જો તમે મને છોડવશો તો ઇશ્વર તમને તેનો સારો બદલો આપશે.

**क्रुर. स्त्री**—બાઇ તે વાતની કંઇ ચિન્તા ન રાખ, હું કહું છું કે મારાથી બનશે ત્યાંસુધી તને દુઃખમાંથી છોડવ-

વાને પાછી પડનાર નથી. હાલ વખત થઇ ગયો તથી હું જાઉં છું, આવતી કાલે તેવિષે વિચાર કરીશું.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—ગુફા.

**માલતી.**

**માલતી**—અરે આ રાક્ષસી બલામાંથી મારો કોણ જાણે ક્યારે છૂટકો થશે, આજ સુધી મેં તેને ઉડાવ્યાં કીધો, પણ હવે આજ ખચિત તે તેના ધાર્યાપ્રમાણે કોણ જાણે શું એ સંકટ પાડશે; માધવસેન માધવસેન જો તું મને પેલા જંગલમાં મળ્યો નહી હોત તો હું આજ દિન સુધી આવું સંકટ સહન કરત નહીં, પણ મારો પ્રાણ આપીને છુટકો કર્યો હોત, કારણ તારા મોહપાશમાં ફસાયેલું મારૂં મન તને મળવાની ઇચ્છાયે માત્ર દુઃખ સહન કરે છે. તને તું ક્યારે છોડવશે?

**રાક્ષસ**—(પ્રવેશ કરીને ગુસ્સાથી) બોલ, ઓ હઠીલી અબલા હવે તું શું કહેછે? મારૂં કહ્યું કબુલ કરેછે? નહીં તો આજ ક્ષણે તારાઉપર દુઃખનો વરસાદ વરસાવવાને તૈયાર છું, જેના સપાટામાંથી તું પ્રલયકાળ સુધી છુટવા નહીં પામે.

**માલતી**—ઓ કાળા મ્હોડાના અસુર ઉન્મત્ત શું તું એમ ધારે છે, કે મરવાની બીકથી હું તારે સ્વાધીન થાઉં, પણ એ તારી સર્વ આશા વ્યર્થ છે. અરે જ્યાં સુધી મારા શરીરમાં એક ક્ષત્રીરાજાનું લોહી ફરે છે? ત્યાં સુધી ઓ દુષ્ટ વાસનાને વશ થયેલા ચંડાળ કોઇ પણ પ્રકારે તું તારી પાપી આશામાં ફલદ્રુપ નહિ થાય. તું શું કરીશ, ઘણું કરીશ તો મારો જીવ લેઇશ.

**રાક્ષસ**—નહી નહીં, તું એમ તારાં મનમાં નહી સમજતી કે તને એકદમ મારી નાખું, પણ રીબાવી રીબાવીને તારો અંત આણીશ. હાલ તો તને જાદુઇ ગુફામાં કેદ રાખીશ કે જ્યાં તું પૂરો શ્વાસ પણ લેવા નહી પામે.

(એમ કહી જાદુઇ લાકડી બતાવે છે તેની પાછળ ચાલી જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—ચોરની ઝુંપડી.

### કામસેન.

### ગઝલ.

વીધીનાં કામ છે કેવાં, દીએ દુખ ઘાતકી થઇને—ટેક.
હતો સુખ ચેહનમાં ફરતો, હરાવ્યો તેજ મુજને ત્યાં,
કરાવી હાર મારી ત્યાં, સહાય થઇ શત્રુને જઇને—વીધીનાં.

હતો હું જે હજારોપર, હમેશાં હુકમનો કરતા;
તેજ હું રંક આધારે, રહ્યો છું દીન ત્યાં થઇને.—વીધીનાં.

( એક સાહુકારની સ્ત્રી પ્રવેશ કરે છે.)

**सावकार स्त्री**—(ગભરાયેલી) અરે ભલા માણસ ઉઠ. જલદી ઉઠ.

**कामसेन**—(ચમકીને) અરે તું કોણ? કોઇ દેવી કે વારાંગના કોણ છે?

**सावकार स्त्री**—અરે ભલા માણસ વાર લગાડીશ તો તારો જીવ ખોઇશ. ઉઠ જલદી અને ચાલ મારી સાથે.

**कामसेन**—અરે તું કોણ અને તું કહે છે તે ખરૂં છે એ વિષે મારી ખાતરી કેમ થાય.

**सावकार स्त्री**—ખાતરી કરવાનો આ વખત નથી, તારો બચાવ કરવા માગતો હોય, તો ઉઠ જો પુછપરછ કરવા ખોટી થઇશ તો આપણા બંનેનો જીવ જશે.

**कामसेन**—પણ મારો મિત્ર સુરસેન ક્યાં? તેનો જીવ જોખમમાં નાંખી મારાથી કેમ અવાયે?

**सावकार स्त्री**—તેની ગોઠવણ પહેલેથીજ કરી રાખી છે, માત્ર તારીજ વાર છે.

(બંને જાય છે. ચોર અને તેનો સરદાર પ્રવેશ કરેછે.)

**चोर**—સાહેબ આજના જેવો હુકાર તો તમે જનમમાં પણ નહી જોયો હોય, એક કોથળી તો તેની પાહે હોના-

મ્હોરનીજ ભરેલી છે, ને વળી હીરાજડીત દાગીના તેના શરીર ઉપર છે. તે તો જુદાજ.

**સરદાર**—તું હુશિયારીથી તેના મિત્રની કોટડી તરફ ધ્યાન રાખ, કે જાગી ઉઠે નહી તેટલી વારમાં હું તેનું કામ કાહાડી નાખું. (જાય છે.)

**ચોર**—(મનમાં) વાહ ! હવે આપણું નશીબ ઉઘડ્યું, આજના ભાગમાંથી જે પૈસા મળશે તેની બે બાયડી પરણીશ. અરે પરમેશ્વર તેં મને કેવી બાયડી આપી છે, કે ઘરમાં જાઉં એટલે કુતરાની પેઠે હાઉ હાઉ કરતી સામી આવે, ને વળી "આટલીવાર કયાં મુવો તો પીટ્યા! તારાં છોકરાં તો ભૂખે મરી ગયાં, તેનો તને વિચારજ મળે નહી" એમ બોલી વખતે બેચાર ધબા પણ મારી લે, પણ બશ હવે નહીં ખમું ઘેર જઇ લાત મારીને કાહાડી મૂકીશ. (સરદાર પાછો આવે છે.)

**સરદાર**— કયાં ગયો પેલો પુરૂષ? શું તે નાસી ગયો ? ઘણી મેહેનતે મેળવેલો શિકાર ખોયો. (મારે છે.) ઓ ગધેડા, તું શું અહીં વિચાર કરે છે તારૂં કપાળ; પેલો શિકાર તો હાથથી ગયો. તું ધ્યાન રાખીને તે બાજુનો ઓરડો તપાસ કે સંતાયો હોય તો હાથ આવે.

**ચોર**—હું તપાશું મારૂં કપાલ. મારી બાયડી ને છોકરાં તો હવામાંજ ઉડી ગયાં ને તને તો જોવાનું સુજે છે, મારા

કરમમાં ધબ્બા ખાવાના લખેલા હશે તે મટે કેમ? કહેવત છે કે "ચોરને પોટલે આખરે ધુળની ધુળ."

**સરદાર**—અરે અક્કલના દુશ્મન! ઉભો રહીને અહીયાં શું કરે છે, પેલી સાહુકારની સ્ત્રીને પછવાડેની કોટડીમાં કેદ રાખી હતી, તે પણ નથી દેખાતી, જા દોડ જલદી તેના મિત્રને તેડી લાવ, કે ધમકાવીને પૂછીએ નહી તો "ચોરને મળ્યા મોર" કહેવાશે.

(ચોર જઇને સુરસેનને તેડી લાવે છે.)

**સરદાર**—(સુરસેનને) બોલ. ઓ ઠગારા, તેં તારા મિત્રને તથા સાહુકારની સ્ત્રીને ક્યાં નસાડી મેલ્યાં? બોલ જલદી ખરૂં નહી તો તારૂં માથું આ ક્ષણે ધડથી જુદુ થશે. જો તારો જીવ બચાવવા માગતો હોય, તો ખરેખરૂં કહી દે.

**સુરસેન**—જ્યારે સામેની કોટડીમાં મારા મિત્રથી જુદો પડી સુવાને ગયો ત્યારથી અત્યાર સુધી જે બાબત તમે કહોછો તે હું કંઈ જાણતો નથી, એવું ખોટું તહોમત મુકી નકામું દુઃખ કાં આપો છો.

**સરદાર**—વાહ! તું ઠગાઇ કરવામાં તો કુશળ જણાય છે? અરે હું કહુ છું તે માન ને ખરૂં હોય તે કહી દે.

**સુરસેન**—ભલા માણસ, મેં તને કહ્યું તેથી એક બોલ પણ વધારે હું જાણતો નથી.

**સરદાર**—(ચોરને) એને મુશકેટાટ બાંધી અંધારી કોટડી-

માં કેદ કર, અને સવારસુધી ખરૂં ન માને તો પાસેના જંગલમાં લેઇ જઇ તેનું માથું ધડથી જુદુ કરી નાંખ, કોઈ બીજાને કહેવા ન પામે, કે આ જંગલમાં ચોરનું રહેઠાણ છે.

**ચોર.**—બહુ સારૂં. (જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—જંગલ.

**માધવસેન.**

**માધવસેન**—માલતી! માલતી! ક્યાં ખોળું તને, જંગલના ખૂણેખુણા જોઇ વળ્યો, પણ કહીંએ મારા જોવામાં ન આવી; ઓ દૈવ! આ કેવો ચમત્કાર, ખચિત આ કામ માણસના હાથથી બન્યું નથી; આમાં કંઇપણ ભેદ હોવો જોઇએ. હા, મારી નજર આગળથી જોતા જોતામાં અલોપ થઇ ગઇ, મેં તેને જ્યારે જોઇ ત્યારે કેવું તેનું સુંદર મુખ ગ્લાની પામી ગયેલું હતું, અને તેને જ્યારે અભય વચન આપ્યું તે વખતે તેની કેવી ખુશાલી! પણ શું કામના આ મારા વિચાર, હું જો અહીં આવા વિચાર કરતો ઉભો રહીશ, તો મને શી રીતે મળશે! ઓ ઇશ્વર, મને કંઇ પણ સુઝતું

નથી. હા, પણ તે વાત તો હું વિસરી ગયો, પેલી રાજકન્યાના પેટમાંથી કાહાડેલા સાપે મને વચન આપ્યું છે, કે સંકટની વેળાએ મને યાદ કરીશ તો તને તેમાંથી મુક્ત કરીશ, ત્યારે તો ઘટિત છે કે તેને અહીં બોલાવું.

(વાળ અગ્નિઉપર મુકે છે, ને ભૂત પ્રકટ થાય છે.)

**ભૂત**—કેમ મારા સરદાર આ વખતે શું કામ પડ્યું.

**માધવસેન**—સાંભળ, એક ઘણુંજ અગત્યનુ કામ પડ્યુંછે, તેથીજ તને અહીં તેડાવ્યો છે; માટે કૃપા કરી તેટલું કામ કરીશ તો તારો આભારી થઇશ.

**ભૂત**—મોટી ખુશીની સાથે, તમે જે આજ્ઞા કરો તે પાળવાને હું તૈયાર છું, કાંઇપણ શંકા ન રાખતાં કહી દો.

**માધવસેન**—થોડા દિવશ અગાઉ આ જંગલમાં આવ્યો; તે વેળાએ એક સ્ત્રી બેઠી હતી તેણે મને કહ્યું કે હું ઘણીજ થાકી ગઈ છું, તેથી હું મારે ગામ શી રીતે પહોચીશ, ત્યારે મેં તેને કહ્યું, કે પાસેના જંગલમાં મારો ઘોડો બાંધ્યો છે, તે ઉપર બેસાડી તને તારે ગામ પહોચતી કરૂં, એમ કહી હું ઘોડો લેવા ગયો, ને પાછો આવી જોઉં છું તો, તે સ્ત્રી દીઠી નહીં, તેથી હું ચોતરફ જંગલમાં શોધી વળ્યો પણ કંઇએ પત્તો લાગ્યો નહીં, તેથી તને યાદ કીધો છે; માટે મેહેરબાની કરી કેહે કે તે સ્ત્રી ક્યાંછે, અથવા તેને કોણ લેઇ ગયું?

**भूत**—હા, હું જાણું છું પણ નિરૂપાય છું, મારાથી તેને નહી લાવી શકાય, કારણ કે સલ્યાસુર નામનો દૈત્ય તેને હરી ગયો છે હાલ તે હિમાલય પર્વતના પશ્ચિમ શિખરની એક ગુફામાં રહે છે, ત્યાં જઇશ તો તને મળશે પણ ખૂબ સંભાળ રાખવાની છે. તે રાક્ષસને અદૃશ્ય વિદ્યાનો અભ્યાસ છે, તેથી કોઇ પણ માણસ તેને દેખી શકે નહીં, અને તે પોતાના દૂશ્મનને અદૃશ્યપણે મારી નાંખેછે, તેથી ઘણું જોખમ ભરેલું કામછે, માટે તારી હિમ્મત ચાલતી હોય તો જજે.

**माधवसेन**—હું આ વાત સાંભળીને ઘણોજ ખુશી થયો, પણ દીલગીરી એટલીજ કે એટલો લાંબો પંથ શી રીત કપાય અને જીતવાનો શો ઉપાય? તે જો તું કૃપા કરી દેખાડે તો હું આભારી થઇશ. હું જાણું છું કે તું સર્વ વિદ્યામાં કુશળ છે તો આવું કામ તારે મન કંઇ નથી. માટે આ કામમાં તું મને સહાય થા.

**भूत**—મારા વ્હાલા મિત્ર! તે વેળા તેં મને બચાવ્યો છે, અને હું પણ વચનથી બંધાયો છું, તેથી એવું જોખમ સહન કરીને હું તને ખરોજ રસ્તો બતાવીશ, માટે ચાલ મારા સરદાર પાસે કે કાર્ય સિદ્ધ થાય.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—અરણ્ય.

**બાબરો, માધવસેન તથા બિજાં ભૂતાવળ.**

૧ **ભૂત.**—કેમ વારૂ આપણો સરદાર નિદ્રામાં છે?

૨ **ભૂત.**—હા, તેને એક અઠવાડિયું થયું સુવાને.

૧ **ભૂત.**—અરે, ત્યારે તો બીજાં ત્રણ અઠવાડિયાં જાગવાને તેને વાર છે, કેમ કરીશું માધવસેન, થોડા દહાડા રહીને આવીએ તો કેમ!

**માધવસેન.**—થોડા દહાડા તો શું પણ થોડા કલાક ખોવા પણ ભયંકર.

૨ **ભૂત.**—અરે, તું પણ કેમ અમારી પેઠ બીહે છે તને તો જગાડવાની રજા છે.

૧ **ભૂત.**—હા, ઠીક યાદ કરાવ્યું, હું તો ભુલી ગયો હતો ચાલ ત્યારે જગાડું. (બાબરા પાસે જઇને ગાય છે.)

મેહેર કર મારી ઉપર બાબરા,
જગાડું છું હું તેની કરજે ક્ષમા—મેહેર.
જુવો જુવો આ કુંવર તરફ,
કૃપા કરી તું પુરજે ઇચ્છા,
તા-રી-મ-ર-જી-થી-પુ-રી-થ-શે-તે-ની-ઇ-ચ્છા—મેહેર.

**બાબરો**—(જાગીને) અહો મૂઢ અનુચરો મના કરેલી છતાં આ બળી ભોગને લાવી મને નિદ્રામાંથી કેમ જગાડ્યો.

**माधव.**—(ભયથી મનમાં) આ મને ખાઇ જશે કે શું?

૧ **भूत**—નહીં નહીં, એ બળી નથી, પણ આપના આજ્ઞાંકિત હજુરીનો મિત્ર એક રાજકુમાર છે, અને એક કુંવરી ખોવાઈ ગઇ છે, તે કેમ મળશે તે બાબતવિષે આપની સલાહ લેવા આવ્યો છે.

**बाबरो**—શું? તે તારો મિત્ર થાય?

૧ **भूत.**—હા, ભૂતપતિ!

**बाबरो**—તે સ્ત્રીને નજરે જોવાથી ઓળખશે?

**माधवसेन**—હા મોટા ભૂત, તેને બતાવો તો કૃપા થાય.

**बाबरो**—ઠીક છે, ત્યારે તમે સર્વ એક બાજુ થઇ જાઓ. વક્રોદર! ધુપદાનીમાં ધુપ નાંખ?

(વક્રોદર ધુપ કરે છે, વિચિત્ર પ્રકાશ થાય છે, એક ભયંકર ગુફા દેખાય છે, માલતી શોકાવસ્થામાં ઉભી છે, રાક્ષસ કટાર ઉગામી ભય દેખાડે છે.)

**माधवसेन**—(તે જોઇ ચમકીને) સબુર ઓ ક્રૂર નિશાચર હમણાંજ તારો અંત લાવું. (તરવાર ખેંચી મારવા જાય છે કે સર્વે દેખાવ અદૃશ્ય થઇ જાય છે.)

**बाबरो**—સબુર ઓ રાજકુમાર! ઉતાવળ ના કર, એમ કંઇ તારી તરવાર પહોચવાની નથી તેતો ઘણે દૂર છે.

**माधवसेन**—(હાથ જોડીને) ત્યારે તો ઓ દયાળુ ભૂત કૃપા

કરી મને ત્યાં પહોચતો કર, કે એ પાપીની જાળમાંથી મારી વ્હાલી માલતીને છોડાવું.

**બાવરો**—લે, આ જાદુઇ લાકડી તને આપું છું કે જેની સહાયથી તે તને મળશે. (લાકડી આપે છે.)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—ક્રૂરસેનના મેહેલનો એક ભાગ.

**રસીકા ને ક્રુરસેનની સ્ત્રી.**

**રસીકા**—ભલી બાઇ, તું ઉદાસ કેમ છે? બોલ મારાથી ભિન્નભાવ રાખતી નહીં, તારો ઉપકાર હું નહીં ભુલું.

**ક્રુર. સ્ત્રી**—બાઇ રસીકા, હવે તો ખરેખરો અનર્થ થવાનો વખત આવ્યો છે.

**રસીકા**—(ગભરાઇને) અરે મારી ધીરજ રહેતી નથી.

**ક્રુર. સ્ત્રી**—હું શું કહું, સર્વ દુઃખ વરસવાને તલપી રહેલું છે?

**રસીકા**—શિવ, શિવ, ઓ ભગવાન!!!

**ક્રુર. સ્ત્રી**—બાઇ મારા પતિએ મને છેલ્લો ઉપાય કરી જોવાને આજ્ઞા કરી છે; હું શું કરૂં, મને કંઇ સુઝતું નથી.

**રસીકા**—આવે સમે તારાવિના મને કોણ સહાય કરે?

**ક્રુર. સ્ત્રી**—તું ઉદાસ ન થા, હજી તારા બચાવ માટે ઉપાય છે.

**रसीका**—તમારાં વચન મને ધીરજ આપે છે. આ વખત સહાય થનાર તમારા શિવાય બીજુ કોઇ નથી, તમારેજ હાથે આ ત્રાસદાયક દુઃખમાંથી છૂટકો પામીશ, તમે મને આગળ જે વચન આપ્યું તે ઉપર હું નિરાંતે બેસી રહી માટે તમે મને છોડી ન દેશો.

**क्रुर. स्त्री**—રસીકા, મેં તને એક વખત વચન આપ્યું છે, તથાં હું કદીપણ ફરનાર નથી, તેમ કરતાં જો મારો જીવ જાય તો ભલે, પણ દીધેલું વચન હું ખરૂંજ કરીશ.

(જાય છે.)

**रसीका**—અરે આ શું, મીઠું મીઠું બોલી, પોતેજ મને દુઃખની જાળમાં નાંખી દેવા માંગે છે શું? હમણાં તે રાજાને તેડી લાવશે તો હું નિરાધાર અબળા શું કરીશ, અરે હવે તો તે આવે તેના પહેલાં મારો જીવ આપું. હા, પેલી કટાર છે તે મારો અંત આણવાને બસ છે. (કટાર લાવે છે) ઓ પરમેશ્વર! ભક્તવત્સલ! દીનદયાળ! મેં મારા પતિની પ્રીતિપૂર્વક સેવા કીધી હોય ને પત્નીધર્મપ્રમાણે મારી વર્તણુકમાં ચુક પડી ન હોય તો તેના ભેગી જલદી પહોંચતી કર.

સખી આવીયો કારતક માસ—(એ રાગ.)

પ્રભુ કેમ કરૂં ક્યાં જાઉં, નથી કાંઇ સુઝતું,
મારૂં હૃદય બળી થાય રાખ, સદા જે સુખી હતું.

દુષ્ટ ક્રુરે લઇ આવી ત્યાંય, નાંખી દુખ પાશમાં,
હું રેહેતી પતિસંગ ત્યાંય, સદા સુખ વાસમાં.
તેથી નાથ વિયોગે ઘાત, કરૂં છું હાથથી,
તેની કરીને પ્રભુ તું ક્ષમાય, મેળવજે નાથથી.

(પોતાના ગળાઉપર કટાર મારવા જાય છે.)

**क्रुर. स्त्री**—(એકદમ, ધસી આવી કટાર ઝાલીને) રસિકા! બહેન. શામાટે ગભરાઓ છો, હું તમારે માટે પુરૂષનો પોશાક લાવી છું, તે પહેરો, અને આ વિશ્વાસુ દાસી તમને સોપું છું તેની સાથે તમે અહીંથી જાઓ. ઇશ્વર તમારૂં રક્ષણ કરો.

**रसीका**—આવા તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ.

**क्रुर. स्त्री**—ઉપકાર શાનો, મેં મારૂં કર્તવ્ય કર્યું.

**रसीका**—બાઇ તમારાં દર્શન ફરીથી કયારે થશે.

**क्रुर. स्त्री**—ઇશ્વિરની મરજી હશે ત્યારે, ને કદાચ વચમાં મરણ પામું તો તમારે એટલું સ્મરણ રાખવું, કે આ ગામમાં પણ તમારૂં ભલું ઇચ્છનાર એક સ્ત્રી હતી. બાઇ, હવે તું જલદી જા. વધારે રેહેવામાં વધારે વિઘ્ન નડશે; હવે પછી શું થશે તેની મને કંઇ ખબર પડતી નથી, પણ તમારૂં કલ્યાણ થાય છે, માટે ગમે એવું પણ અસહ્ય કષ્ટ હું સહન કરીશ. જા સુખી રહેજે.

(રસીકા જાય છે ને ક્રુરસેન દાખલ થાય છે.)

**ક્રુર. સ્ત્રી**—(તેને જોઇ ભય પામે છે) ઓ ઇશ્વર, હવે શું થશે, આનો છેડો શી રીતે આવશે.

**ક્રુરસેન**—ઓ કંગાલ સ્ત્રી, ઘણી મેહેનતે મેળવેલું રત્ન કયાં છુપાવ્યું, બોલ વેહેલી નહીં તો તારૂં માથુંજ કાપી નાખીશ.

**ક્રુર. સ્ત્રી**—પ્રાણનાથ ! મેં તેને ઘણીજ દુઃખ પામતી જોઇ ત્યારે અભય વચન આપ્યું, ને આપેલું વચન સિદ્ધ કરવા મેહેલમાંથી નસાડી મુકી.

**ક્રુરસેન**—દુષ્ટે, આજસુધી તને શાણી, પતિવ્રતા, અને મારૂં શુભ ઇચ્છનારી સમજતો હતો. પણ હવે મારી પૂર્ણ ખાતરી થઇ કે તારાસરખી દુષ્ટ, કપટી, ને અવિશ્વાસુ સ્ત્રી આ જગતમાં કોઇજ નહી હોય. માટે અહીંથી તારૂં કાળું કર.

**ક્રુર. સ્ત્રી**—દયા કરો પ્રાણનાથ! દાસીઉપર કોપ કરવો ઘટે નહીં, હું પગે પડીને કહું છું, કે મારાથી થયલો અપરાધ ક્ષમા કરો.

**ક્રુરસેન**—નિર્લજ, તને લાજ નથી આવતી, કે ધિરજથી આવું ભાષણ ચલાવે છે. બસ તને કહુંછું કે જા અહીથી.

**ક્રુર. સ્ત્રી**—પ્રાણપતિ! તમે બોલો છો એવા શબ્દથી મારા કાળજામાં છિદ્ર પડે છે, ગમે તો આજ તરવારથી

મારૂં મસ્તક છેદો! અથવા ગમે તે શિક્ષા કરો, પણ એવા તિક્ષ્ણ શબ્દ ના બોલો.

**ક્રુરસેન**—સ્ત્રી, ઓ ચંડાળ સ્ત્રી, હવે તું મારી સ્ત્રીજ નહીં; ફરીથી પ્રાણનાથ એવો શબ્દ કહીશ તો તારી જીભજ કાપી લેઇશ. એવી ચતુરાઈ તું કોને શિખવે છે?

**ક્રુર. સ્ત્રી**—અરે શું, મારીઉપર પરમેશ્વરેજ કોપ કીધો છે, કે આપના મોઢાંમાંથી એવાં વચન સાંભળું છું.

**ક્રુરસેન**—જા, જા, તારે ગમે ત્યાં ચાલતી થા, મારે ત્યાં એક ક્ષણવાર પણ તારે રહેવું નહીં.

**ક્રુર. સ્ત્રી.**—પ્રાણનાથ ક્યાં જાઉ? માબાપશિવાય આ પૃથ્વીપર મારૂં ક્યાં બીજે ઠેકાણું છે, અને તેઓએ જ્યારથી તમને કન્યાદાનમાં સોપી છે ત્યારથી તો મેં તમને પાણ તજ્યાં છે; જે સ્ત્રીને પતિઉપર હેત હોય છે તેને પિયર અકારૂં છે, અને પતિ તેજ પરમેશ્વરપ્રમાણે માને છે, તેથી મહારાજ, મારા અપરાધવિષે તમારી મરજીમાં આવે તેવી શિક્ષા કરો, પણ મારો તિરસ્કાર ન કરો.

(તેના પગમાં માથું મુકે છે.)

**ક્રુરસેન**—નિર્લજ કેટલું હું તને સમજાવું તારા જેવી દુષ્ટ સ્ત્રી મરણ પામે તો હું ત્રાસમાંથી છુટું.

(લાત મારી ચાલ્યો જાય છે.)

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ.—શહ્યારાુરની ગુફા.

**माधवसेन.**

(માધવસેન આવી જાદુઇ લાકડી દેખાડે છે, કે તરત કીલ્લાની ભીંતો ફાટી જાય છે, આગળ ચાલી બીજી ભીંત તોડે છે, બે વાઘ આવી તેને અટકાવે છે, તેને જાદુઇ લાકડી દેખાડે છે કે તરત પડી જાય છે, બીજા કેટલાક દ્વારપાળ રાક્ષસોને તે લાકડીવતી મારે છે ગુફાના દરવાજા પાસે આવે છે, પોપટનું પાંજરૂ જોય છે, તેને હાથ અડકાડે છે, એક મહાવિકાળ રાક્ષસ બુમો પાડતો તેની પાસે આવે છે.)

**राक्षस**—(સાપને પૂંછડીએ ઝાલી તેનું મોહુ માધવસેન તરફ રાખીને) સબુર! સબુર!! ઓ બીકણ મનુષ્ય, આ પ્રમાણે મારી ચોકીમાંથી તું પોપટ લેઇ નાસી જવા માગે છે? પણ જો હવે કેટલીવાર લાગે છે આ સાપને ડંખવા.

**माधवसेन**—દૂર થા દુષ્ટ ચંડાળ, હમણાંજ તારૂં અને તારા સાપનું આવી બન્યું. (લાકડી તેના માથાઉપર મારેછે તરત એક ભયંકર અવાજ થઇને સાપના ચુરેચુરા થઇ જાય છે, માધવસેન પોપટનું પાંજરૂં લેઇ જાય છે.)

## પ્રવેશ ૨ જો.

સ્થળ—અરણ્ય.

પુરપ્રવેશે રસીકા, દાસી, તથા સિપાઇઓ.

**રસીકા—** શાર્દૂલવિક્રીડિત.

મેં મારા પતીથી અરે છુટી પડી, વિયોગ વેઠ્યો અતી,
આ ઘાટા તરૂયુક્ત ઘોર વનમાં, દુખો મહા પામતી;
પામીને બહુ સંકટો હુંય ફરૂં, અત્યંત ત્રાસે ભરી,
તેથી તું પ્રભુ તાર કષ્ટથી મુને, જાચુંછું એવું હરી!

(જરા આગળ ચાલીને) ગજલ.

પ્રભુ પત્નીને કાન્તથી, છુટી કરતો નહીં;
વેરીને પણ વિછુટાં, વાલાથી કરતો નહીં. પ્રભુ.
સંકટ સહ્યું અતીશય મેં, અનહદ અપાર;
તેથી તું મેળાવ નાથથી, વેગે પ્રભુ અહીં. પ્રભુ.

પદ કાફી.

પ્રભુ મને માર્ગ બતાવ,
દારૂણ વનમાં રખડી મરૂં હું. પ્રભુ મને.
જંગલ જંગલ રખડી હું થાકી,
ક્યાંય ન દીસતો પારરે, દારૂણ.

**દાસી—**બાઈ, તમે અતિશય શોક ના કરો; ઘણું દુઃખ-

સહન કરી તમારૂં મનોહર સ્વરૂપ કુમળાઇ જવા આવ્યું છે, તેને વધારે ના કુમળાવો.

**रसीका**—અરે બાઈ, વધારે શું કહું, એ સઘળું રૂપને લીધેજ સંકટ.

## दुहो.

પડો અગ્ની તે રૂપમાં, જેથી ઉપજે દુઃખ;
રૂપે અતિ સંકટ સહી, થઇ પ્રિયપતી વિમુખ.
જેને પતિ અતિ પ્રેમથી, ચા'તો હૃદયા માંહ;
તે રઝળે વગડામહી, ઠરી ન બેસે છાંય.
લેપન ચંદન તનપરે, કરતી ભુવન માંહ;
તે ઉનાં આ આંસુથી, ફરી ફરી ભીંજે ત્યાં.
કિરણો મસ્તક નાંખવા, ઇંદુ નહી પામેલ;
તે મસ્તક તિક્ષણ સહે, રવિ કીરણની રેલ.
જે પગ ખુલ્લો ભૂપરે, ક્ષણમેં નાહી ધરેલ;
તેમાં કંકર કંટકે, ચાલી રક્તની રેલ.

માટે બળ્યું રૂપ.

## शार्दूलविक्रीडित.

છે તે રૂપ ખરાબ આ જગત્માં, જે શિલ રાખે નહીં,
છે તે ધન્ય કુરૂપ નારીજનનું, જે શીલ ચુકે નહીં;

છે તે ધીક સદાય નારીજનને, જે શિલ ત્યાગી ફરે,
તે પાષાણની પુતળી સમજવી, ના ધર્મને આચરે.

**दासी**—હોય બાઇ, તડકો છાંયડો એમજ ફર્યાં કરે છે, માટે ઇશ્વરે આપેલા દિવસ ધીરજથી સહન કરવા.

**रसीका**—એમજ મન વાળી આજ દિન સુધી જીવું છું. (સામે જોઇને) અરે, પણ સામેથી પેલા લોકો આપણી તરફ ધસતા કેમ આવે છે વારૂ?

**दासी**—ખચિત એ તો રાજાના માણસો દેખાય છે.

**रसीका**—(વ્યાકુળતાથી) અરે, હવે ક્યાં સંતાઇએ?

(સીપાઇયો દાખલ થાય છે.)

**१ लो सिपाई**—સરકારે આપણી પાસે જે માણસોનું વર્ણન કર્યું હતું તેવાજ દેખાય છે માટે પકડો.

**२ जो सिपाई**—શિકાર સપડાયા પછી ઢીલ કેવી? (રસીકા તથા દાસીને) કેમ હરામખોરો, નાસીને કેટલેક જશો?

**रसीका**—(ગરીબાઇથી) અરે ભલા માણસો, અમે તમારૂં શું બગાડ્યું.

**१ लो सिपाई**—ચુપ, રહો, ટકટક કરવાનું કંઇ કારણ નથી.

**रसीका**—પણ આ રસ્તે તમે જવાની ના કહો તો હું આ રસ્તે જાઉં.

**१ लो सिपाई**—ના ના, હવે ક્યાંય નહીં જવાય; સિપાઇયો જુવો છો શું? નાખો બેડીયો એના હાથમાં.

**रसीका**—અરે ભલા માણસો, અમે ગરીબ પ્રવાસી છીયે તેને કાં દુઃખ આપો છો, અમે તમારૂં શું બગાડ્યું.

**२ जो सिपाई**—શું? અપરાધ કરે તેને સજા કરવી, એવું કયા શાસ્ત્રમાં છે, તેમજ, ગરીબને દુઃખ આપ્યાવગર કોણ પૈસાદાર થયો છે? હજાર ગરીબ મરે ત્યારે એક પૈસાદાર થાય માટે ચાલો મુંગા મુંગા અમારા રાજા પાસે કે, અમારાં ખીસાં ભરાય, ખીસાં.

(સિપાઇયો બાંધવા જતાં રસીકા મુર્છાગત થાય છે.)

**कामसेन**—(પ્રવેશ કરીને.)

કહું કયા કુલકકા સતાયા હુમે.—(એ રાહ.)

કહું શું નસીબે દુખીઓ કીધો છે,
બેખ પ્રિયાને વિયોગે લીધો છે. કહું શું.
હતી જે પ્રિયા પ્રાણથી પ્રિય મારી,
હરી દુષ્ટ ક્રુરે દગો તો દીધો છે. કહું શું.
દયાળુ પ્રભુ પ્યારી મારીથી કયારે,
મેળવશે મને માર્ગ મેં આ લીધો છે. કહું શું.

(સિપાઇઓ તથા રસીકાઉપર નજર પડવાથી) અરે, આ શું, આ પ્રવાસી તથા તેની સ્ત્રીને આ સિપાઇયો શા માટે પકડે છે, પૂછું તો ખરો, (પાસે જઇને) અરે ભલા સિપાઇઓ, આ માણસોને શા માટે એમ બાંધ્યાં છે? શું કંઇ ગુન્હો કર્યો છે?

**સિપાઈ**—અમારી મરજી, તું કોણ મોટો પૂછનાર ?

**કામસેન**—(ક્રોધથી) કહું છું કે સીધી રીતે ઉત્તર આપો, નહીં તો સ્વાદ ચાખશો.

**સિપાઈ**—જા, જા, ચાલતો થા; નકામો જીવ ખોઈશ વધુ બોલ્યો તો.

**કામસેન**—શું તું મારો જીવ લેઈશ? ત્યારે ચાખ હવે સ્વાદ.

(પીસ્તોલ મારે છે, એક સિપાઈ ઘાયલ થઈ પડે છે, બાકીના એકદમ ધસારો કરી કામસેનને પકડે છે, અને રસીકા તથા દાસી સુદ્ધાં સહુને લેઈ જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—શલ્યાસુરની ગુફા.

**માલતી**—(જાદુઈ ગુફામાં કેદ કરેલી ગાય છે.)

**શિખરિણી.**

**અસહ દુખ પ્રીતિ, અબળા જાતે કયમ સહું,**
**ન જાણે બીજું, જો હું દુખથી બળી મરૂં;**
**અતી વેગે કરી તું, માધવ મોકલ પ્રભુ અહીં,**
**નહીં તો જાશે, પ્રાણ ખચીતજ મમસહી.**

**દીંડી.**

**પ્રભુ દે તું મુક્તી મને નીવારી,**
**ક્રુર કષ્ટો સહી હવે હું હારી;**

પ્રિય આવ્યા હજી ન વારે મારી,
તેથી લાગે આ જીંદગી અકારી,

અરે માધવ, નિર્દય કેમ થયો ?

**भेरवी गजल.**

દેખીને બંધનમાં મુજને થતો નથી કેમ સ્હાય—બેવાર.
કેવી ઉમેદ હતી મળવાને બહેનને,
મળીન બેન મુજને અધવચ ફસી છું ત્યાંય—દેખી.
સહન કરૂં દુઃખ મળવાને માધવ,
પ્રિતમ દરશણ ઇચ્છાયે કરતી નથી હત્યાય—દેખી.
હવે તું સત્વર મળશે ન મુજને,
નિશ્ચે તે દૂષ્ટને હાથે મહોત મારૂં થાય—દેખી.

**राक्षस**—(પ્રવેશ કરીને).

યાર તુમારે દેરે આનેકા—(એરાહ.)

શા માટે તું શોક કરે મન નસીબ ઉઘડ્યું તારૂં રે;—ટેક.
રાણી થાશે શલ્યાસુરની કહ્યું કરીશજો મારૂંરે—
સુખ અધીકછે સ્વર્ગથી આંહિ થયું હવે એ તારૂંરે—શામાટે.
જરાન પામે તું કદી એવું અમૃત પાન કરાવું રે.—
લજ્જા મુકી લગ્ન મુજસાથે કરોને જલદી તમારૂં રે—શામાટે.

હજી તારે દુઃખમાંથી છૂટવું હોય, અથવા બુમો

પાડતાં બંધ થવું હોય, તો મારી મરજી પ્રમાણે ચાલ, હું તને મારી પટરાણી કરીને રાખીશ, હજારો ચુડેલો, લાખો ડાકણો, તથા બેસુમાર ભૂતો, એ સર્વે તારી હાજરીમાં રહેશે; પણ જો, મારા કહ્યાપ્રમાણે નહીં ચાલે તો આના કરતાં દુઃખ વધારે આપી, રીબાવી રીબાવીને તારો જીવ લેઇશ.

**માલતી**—ઓ ચંડાળ, તારે ગમે એટલું સંકટ આપ. આના કરતાં ભયંકર કેદખાનામાં રાખ, ચહાય તો કાપી નાખ, ચહાય તો ચીરી નાખ, એ સર્વ હું ખુશીથી સહન કરીશ પણ તારી દુષ્ટ વાસનાને પૂર્ણ કરૂં એવું કદીજ સમજતો નહીં; હું ક્ષત્રીથી ઉત્પન્ન થઇ, મોતથી ડરી, તારા જેવા ચંડાળને કબુલ કરૂં, તે કરતાં મરવું એ હજાર ઘણું સારૂં.

**રાક્ષસ**—હજી પણ હું તારીઉપર દયા કરી એક દિવસની તને છુટ આપું છું, તેથી કાલે જો મારી મરજીને અનુકૂળ ન થઇ, તો ઉકળતી તેલની કડામાં નાંખી તારો જીવ લેઇશ.

**માલતી**—એક દિવશ તો શું, પણ એક હજાર યુગ થાય તો પણ તારે આધીન થનાર નથી; મારો વ્હાલો માધવસેન. આ ભવમાં નહીં, તો આવતા ભવમાં તો મળશેજ.

**राक्षस**—(ક્રોધાવેશે આશપાસ જાદુઇ લાકડી ફેરવે છે, કે બન્ને શળગી ઉઠે છે.)

**मालती**—(તાપથી પીડા પામીને) ઓ ચંડાળ, મને આ પ્રમાણે ના રીબાવ, ચાહેતો ફાંસી દે, ચાહેતો ગર્દન માર, તારે ગમે તે કર, પણ એકદમ મારો અંત આણ. માધવસેન! ઓ મારા વ્હાલા માધવસેન! મારી વ્હારે આવ.

**माधवसेन**—(અંતરીક્ષથી પોપટ લેઇ નીચે ઉતરે છે.)

**राक्षस**—(ચમકી માધવસેન તરફ જોઈ ક્રોધથી) ઓ કમનસીબ માનવિ શા માટે તું અહીં આવ્યો? શું તને તારો જીવ નથી વ્હાલો? ઘણુંજ સારૂ થયું, આ અબળાની પંચાતીમાં મારાથી ભક્ષ કરવા નહોતું જવાયું, પણ આપોઆપ અહીંયાંજ આવી મળ્યું, માટે બોલ હવે તું કયે પ્રકારે મરવા માગે છે.

**माधवसेन**—(નીચે ઉતરી રાક્ષસ તરફ આવીને) વાહ! મારા ઓલ્યા ઉદાસી ભોળા ભૂત! તમે જીવના તો ઘણા ઉદાર દેખાઓછો, અને લોકોની મરજીપ્રમાણે મારોછો નહી વારૂ? ત્યારે લ્યો મારા ઠીંગુજી ડગ (એમ કહી પોપટ કહાડે છે) હું આ મોતે મરવા માગું છું.

(પોપટ બતાવે છે.)

**राक्षस**—(અત્યંત ભયથી) ઓ ભલા કુમાર, તું મારો બ-ચાવ કર, હું તારા કહ્યાપ્રમાણે ચાલીશ; અરે, તારો તાબેદાર થઇશ, માટે કૃપા કરી આ પોપટ મને આપ.

(નજીક જવા માંડે છે.)

**माधवसेन**—લે ત્યારે આવ નજીક.

(પોપટનો એક પગ મરડી નાંખે છે કે રાક્ષસનો પગ લંગડો થાય છે.)

**राक्षस**—(લંગડતો ચાલીને) ઓ ભલા માણસ, મારો બચાવ કર.

**माधवसेन**—વાહ! જીવનો તો ખરેજ લહેરી, જે વખતે જંગલમાં જતી આવતી અબળાઓનું હરણ કરી લાવતો, તે વખત વિચાર કર્યો હતો?

(એમ કહી પોપટની ડોક મરડી નાખે છે.)

**राक्षस**—(એક ભયંકર ચીસ સાથે પૃથ્વીપર મડદુ થઈ પછડાય છે જાદુઈ ગુફા ફાટે છે માલતી દોડતી માધવસેન પાસે આવે છે.)

**मालती**—કોણ? માધવસેન, તેંજ મારો બચાવ કર્યો, આ પાપીની જાળમાંથી છોડાવી; ત્યારે હવે કૃપા કરી કહો કે મારી વ્હાલી રસીકા કયાં છે?

**माधवसेन**—(નિશ્વાસ નાખીને) પ્રિય માલતિ! તે ક્રુરસેનને ત્યાં કેદ છે તેથી વધારે કશું હું જાણતો નથી. તેની પાસે હાલ લશ્કરનું જોર વધારે છે અને આપણને

લશ્કર મેળવતાં થોડો વખત લાગશે. એટલીવારમાં તારા પિતાની દરબારમાં જઇ કંઇ ગોઠવણ કરીએ.

**માલતી**—લશ્કરની તો તમારે જરા પણ ચિન્તા કરવી નહીં કારણ કે લશ્કર તો પૈસાનું છે, ને આ રાક્ષસની ગુફામાં દ્રવ્ય ઘણું છે માટે ચાલો તે લેઇનેજ જઇએ.

(જાય છે.)

## પ્રવેશ ૪ થો.

સ્થળ—ક્રૂરસેનનો મહેલ.

**ક્રુરસેન તથા સિપાઇયો.**

**ક્રુરસેન**—રસીકા, રસીકા, તું મને ક્યારે મળશે? હું તારૂં અહર્નિસ ઇશ્વરપ્રમાણે ચિન્તવન કરૂં છું, તે છતાં મને તજી કેમ ગઇ? શું મારી સ્મૃધ્ધિ તારા ધ્યાનમાં ન આવી? મારા કરતાં વધારે સ્વરૂપવાન રાજા તને ક્યાં મળશે? ઇંદ્રાસન સરખો મારો મહેલ તારાવિના ઉજાડ છે, નહીં હું ભુલું છું તારૂં નસીબજ કંગાલ! તેથી સુખ કેમ ભોગવે, (સિપાઇઓ પ્રવેશ કરે છે) શું, હજુ રસીકાની શોધ ન કરી લાવ્યા? તમારૂં કંગાલ મો મને ઘડી ઘડી ન બતાવો; રસીકાવિના આખુ જગત્ મારે મન ધુળ બરાબર છે.

**सिपाईओ**—મહારાજ! એટલા કોપાયમાન શા માટે થયા છો, રસીકાને અમે ખોલી કહાડી છે, ને વધારે ખુશીની વાત એ કે તમારો શત્રુ કામસેન પણ પકડાયો છે.

**क्रुरसेन**—ત્યારે પૂછવા કેમ આવ્યા છો? લાવો એકદમ અંદર.

**सिपाई**—જેવી આજ્ઞા મહારાજ. (જાય છે.)

**क्रुरसेन**—ઠીક થયું, હવે મારી ઇચ્છા પૂર્ણ થશે.

(સિપાઇઓ પુરૂષવેશે રસીકા તથા કામસેનને લાવે છે.)

**क्रुरसेन**—(કામસેન તરફ ક્રોધથી જોઇ) આ હીણ ભાગ્યેજ મારી આશા ઉંધી વાળી છે માટે એને જીવતો મૂકવા હું રાજી નથી (સિપાઇને) જા વધ કર્માધિકારીને બોલાવી લાવ.

**सिपाई**—આજ્ઞા મહારાજ. (જાય છે.)

**क्रुरसेन**—(કામસેનને) મારી સાથે વરવા યોગ્ય, એવું જે રત્ન તેને તું વર્યો, તેથી તને હું ફાંસીની દોરી સાથે વરાવું છું.

**रसीका**—(કામસેન તરફ જોઇને) પ્રાણનાથ! આ હું શું સાંભળું છું. (મુર્છા ખાય છે.)

**क्रुरसेन**—શું થયું પ્યારી રસીકા. (પાસે જવા માંડે છે.)

**कामसेन**—દૂર રહે ઓ નિચ બુધ્ધિના પાપી ચંડાળ, તને શરમ નથી આવતી કે તું મારી નબળાઇનો લાભ

લેવા ધારે છે, અને હું તારા તાબામાં કેદ પકડાયેલો છું તેથી આવાં વચન બોલે છે; બેશરમ ! શું તું એમ બળવાન કહેવાશે ? એક સિંહને પાંજરામાં જોઇ બકરી ગાળો આપે તો તેથી શું બકરી બળવાન કહેવાય ? તેમજ તું પણ મને બેડીઓમાં જોઇ ઇચ્છાપૂર્વક બકે છે. પણ મુક મને છુટો અને તારૂં આખું સૈન્ય તારા બચાવમાં લેઇ મારી સામે એ પ્રમાણે બોલી જો. એટલે તારૂં પાપી મસ્તક તારા દુષ્ટ ધડઉપર કેટલીવાર સલામત રહેશે તે જોઇશ.

**चंडाळ**—(પ્રવેશ કરીને) મહારાજ ! શી આજ્ઞા છે.

**क्रुरसेन**—જાઓ, આ દુષ્ટને ફાંસીએ લટકાવો.

**रसीका**—(જરા સાવધ થઇને) અરે, આ શું ? ખરેખરો બનાવ છે કે સ્વપ્ન (ક્રુરસેનને) નહીં નહીં મારા પ્રાણનાથ પહેલાં મનેજ લટકાવ.

**कामसेन**—(રસીકાને) **दोहरो.**

ના કર ચીંતા પ્રીય મને, લખ્યું વિધીએ તે થાય;
ટળવાનું તે તો નહીં, કરીએ ક્રોડ ઉપાય.
પાપ જે પેલે જન્મ મેં, કર્યાં હશે કંઇ ક્યાંય;
ભોગવવાં તન ને પડે, વધઘટ તેહ ન થાય.

**रसीका**—(ડુશકાં ભરતી ભરતી.)

**બેત.**

તું પ્રાણ જાતાં હું જીવી કરૂં શું,
નીરજીવ દેહ તું કે ક્યાં ફરૂં હું;
પતીવીણ પૃથ્વી પરેના ફરૂં હું,
તુંજ પ્રાણ તેથી તું સાથે મરૂં હું.

(કામસેનને ગળે વળગે છે.)

**क्रुरसेन**—(સક્રોધ) જોયાં શું કરો છો, જાઓ, લટકાવી દો આ પાપીને ફાંસીએ.

**रसीका**—અરેરે, હજુ સુધી આવાં વચન સાંભળવાને કેમ જીવું છું; ક્રુરસેન, તારો જન્મ માણસને પેટે થયો હોય, અથવા દયા એવો શબ્દ તારે કાને પડ્યો હોય, અથવા પ્રીતમ પ્રિયાના પ્રેમથી તું જાણીતો હો, કે જગત્કર્ત્તાનો કાંઇ ભય હોય, તો મારા પ્રાણપતી પહેલાં મારો જીવ લે.

**क्रुरसेन**—નહી પ્યારી રસીકા, તું મરવાને યોગ્ય નથી, તું તો મારૂં મનરંજન કરવા યોગ્ય છે, માટે ચાલ મારા રંગમહેલમાં, નહીં તો આ આલિંગન લેવાના હાથવડે તારા સુંદર કેશ ઝાલી ખેંચી જવી પડશે; તે શિવાય તું એ કંગાલથી છુટી નહી પડે.

**कामसेन**—ઓ ચંડાળ મેં તને અટકાવ્યો તે છતાં ફરીથી એવાં વચન બોલવાની હિંમત કીધી, ત્યારે સંભાળ હવે. (એકદમ જોર કરી સીપાઇઓના હાથમાંથી છુટી બેડીથી બંધાએલા બે હાથે ક્રુરસેનને મારવા દોડે છે.)

**क्रुरसेन**—(તરવાર ખેંચીને) સબુર ત્યાંજ ઉભો રે નહીં તો તારૂં કંગાલ મસ્તક અહીંજ ધૂળમાં રખડશે.

**रसीका**—(એકદમ વચ્ચે પડી) પ્રાણનાથ! એ નિર્દય ખુનીને વધારે ના છેડો; તમારા સપ્ત બંધથી બંધાએલા હાથ પુર હથીયાર બંધની સામે શી રીતે ટકશે, માટે પ્રાણ-પતિ કંઇ પણ ઉપાય કરી મારો તમારેજ હાથે નાશ કરો કે એવાં તીવ્ર વચન સાંભળવાજ ન પડે.

**क्रुरसेन**—સિપાઇઓ જુઓ છો શું? પકડો મજબુત, (સીપાઇઓ તેમ કરે છે) (ચંડાળને) સાંભળ કાળસેન, એને દક્ષિણ સ્મશાનમાં લેઇ જઇ હમણાં ને હમણાંજ ફાંસીએ ચડાવ; જા ઢીલ ન કર.

**चंडाळ**—બહું હારૂં મહારાજ! (રસીકાને) બાઇહાહેબ, હવે તમે એને છોડી દો, તડકો વધારે પડહે તો ફાંહીએ ચડતાં દુખ બહુજ પડહે.

**रसीका**—નહી, હું મારા પ્રાણનાથથી છુટી નહીં પડું, માટે દયા કરી મનેજ પહેલેથી ફાંસીએ ચડાવ.

**चंडाळ**—નહીં તેવો કંઇ રાજાનો હુકમ નથી.

**रसीका**—અરેરે, પ્રાણપતિ! હવે મારૂં શું થશે, મને નિરાધાર તજી જશો નહીં. એવા નિર્દય ન થાઓ, અને આ તમારા હાથમાં જે લોહની બેડી છે, તેવડે મારા કપાળમાં પ્રહાર કરો, કે તે પાપીની જાળમાંથી મારો પણ છુટકો થાય.

**कामसेन**—અરેરે, એ શું બોલે છે, પ્રિયા! જે સુંદર કપાળને મેં ચુંબન કરેલું, તેનેજ, જે હાથે પ્રેમાલિંગન લીધેલું તેવડે ફોડું એ બનેજ કેમ, (ભેટે છે) (ક્રુરસેનને) ઓ ઘાતકી ચંડાળ, તું યાદ રાખજે કે, આ જગત્માં તો તું ફાવ્યો, પણ પેલી નિવૃત્તિની જગ્યામાં ધર્માસન આગળ શી ગતિ થશે તે તપાસજે. (રસીકાને) રસીકા! વ્હાલી રસીકા!! તું મને છોડ મારા દુઃખી મનને વધારે વ્યાકુળ ન કર. આપણા ભવિષ્યમાં જે લખ્યું હશે તેમાં કોનો વાંક.

**क्रुरसेन**—અરે, હજી જોયાં શું કરો છો? લેઈ જાઓ એકદમ, (રસીકાને) વ્હાલી! એ કંગાલને વળગવે તારૂં શું વળવાનું છે? છોડ એને, જવા દે.

**सिपाई**—(કામસેનથી છુટી પાડતા રસીકાને) મુક હવે, વળગવે તારૂં શું વળવાનું છે.

**कामसेन**—(રસીકાને ભેટીને) પ્રણામ! રસીકા તને છેલ્લા પ્રણામ!!

### गज़ल.

મરૂં છું વેરી હાથથી, તજીને તુજને આમ;
પ્રણામ છે પ્રિયા તને, છેવટે પ્રણામ.—મરૂં છું.
પ્રણામ કે'જે માતને, મુજ ભ્રાતને પ્રણામ;
પ્રણામ મારા તખ્ત ક્ષત્રી, જાતને પ્રણામ.—મરૂં છું.
પ્રણામ કે'જે મીત્રને, મુજ દેશને પ્રણામ;
પ્રણામ વાલાં શેહેરને, મુજ વેશને પ્રણામ—મરૂં છું.

### गज़ल.

(રાગ જોગીયો આશાવરી.)

**कामसेन**—પડું છું હું વિખુટો પ્રિયા સંયોગથી તારા,
**रसीका**— ના કર ચીંતા મન હું ભેગી મરીશ પ્યારા.
**कामसेन**—પાપ પેલે જન્મ મેં, કર્યાં હશે કંઇ ક્યાંય;
ભોગવવા પડ્યાં તને, વિયોગમાં મારા—પડુંછું.
**रसीका**— પ્રેમને વશ થઇ હું નિશદિન રેતીતી સુખચેનમાં;
છુટી પડાવી દુષ્ટેયેં, તુજ સંગથી પ્યારા—નાકર.
**कामसेन**—લખ્યું હશે જે ભવિષ્યમાં, ટળવાનું નહીં તેહ;
બન્યું હોય જે કંઇ, કેજે ભ્રાતને મારા—પડું છું.
**रसीका**— જીવીને હું શું કરૂં, મરીશ તારી સાથ;
મેળવશે ભવોભવ પ્રભુ, તુજથી પ્યારા—નાકર.

(કામસેન જવા માંડેછે.)

**रसीका**—પ્રણામ! મારા વ્હાલા કામસેના મારૂં શું થશે? ઓ પૃથ્વી, તારા પેટમાં મને સમાવ.

(મુર્છાગત થઈ પડે છે, કામસેનને લઈ જાયછે.)

**क्रुरसेन**—(દરબારીઓને) જાઓ તમે સર્વ બહાર જાઓ, મારી આજ્ઞાશિવાય પાછા આવશો નહીં! (દરબારીઓ જાય છે,) રસીકા! વાલી રસીકા! આવી કઠોર જમીન ઉપર કેમ પડી છે? ચાલ, સુંગધીમય ને શીતળ પુષ્પની શય્યાઉપર. (ઉઠાડવા જાય છે.)

**रसीका**—(જરા શુદ્ધીમાં આવીને) ઓ ચંડાળ, હું તારા કાલાવાલા કરી કહું છું, કે મને દુઃખી ના કર, પરસ્ત્રી આસકતમાં કોણે લાભ કહાડ્યોછે? વિચાર કર, રાવણનું રાજ્ય શા માટે ગયું? કીચકને ભીમે શા માટે કચર્યો? અને દુર્યોધનનો દાટ શા માટે વળ્યો? માટે દયા કરી મારા પતિનો બચાવ કરી તેની સાથે મેળવ, નહીં તો ઈશ્વર તરફથી નિમાયેલી શિક્ષાને પાત્ર થઇશ.

**क्रुरसेन**—અહો સુંદરી, ત્રૈલોક્યમાં મને શિક્ષા કરનાર કોઇ છેજ નહીં; કારણ તારી તરફથી જે કામબાણ વાગ્યું છે, તેના કરતાં વધારે શિક્ષા કોણ કરશે, માટે એ સર્વ કલ્પિત વિચાર છોડી દેઇ એક વેળા મારા મનને શાંતિ પમાડ; તારી આવી અવસ્થા જોઇ મને દયા આવે છે, અને તેથીજ તને સુખી કરવાને ઈચ્છું છું, પણ સુખી

થવાની કુંચી તારે હાથ છે, ના કહીશ તો હવે મારા હાથમાંથી ક્યાં જનાર છે? પણ પ્રીતિનું કામ પ્રીતિથીજ કરવું, એવો મારો વિચાર છે.

**रसीका**—અરે, આવા તિક્ષણ શબ્દ બોલવા બંધ કર અને મને તારી ધર્મકન્યા સમજી મારાં પતિવ્રતનું રક્ષણ કર.

**क्रुरसेन**—નહી, હવે તને નહી મુકું, સત્વર સાવધ થઇ મારી ઇચ્છા પુરી કર, નહી તો તારા શરીરઉપર એક વસ્ત્ર સુધાં રહેવા નહી પામે. (તેને વળગવા જાય છે.)

**रसीका**—(ગભરાઇને) રક્ષણ કરો વિશ્વનાથ !!!

**सिपाई**—(દોડતો દોડતો ગભરાએલો આવીને) મહારાજ! મહારાજ !! જલદી નાસો.

**क्रुरसेन**—(ઉતાવળથી) કેમ થયું? આ બધો ઘોંઘાટ શાનો?

**सिपाई**—કામસેનના ભાઇ માધવસેને આપણા શેહેરના કીલ્લાઉપર વિજયની ધ્વજા ચઢાવી અને તેનું આખું લશ્કર શેહેરનાં ખુણેખુણાં ફરી વળ્યું, તથા માધવસેન કેટલાક સ્વારો સાથે તમને શોધતો ફરે છે, માટે આપનો જીવ બચાવવો હોય તો વેહેલા નાસો.

**क्रुरसेन**—(ગભરાઇને) અરે, હવે હું ક્યાં જાઉં?

(માધવસેન શીપાઇયોસહિત પ્રવેશ કરેછે.)

**माधवसेन**—પકડો પકડો એજ ચંડાળ (સિપાઇઓ ક્રુરસેનને પકડેછે) ખુબ સજજડ બાંધો કે શ્વાસ લેવા પણ ન પામે.

**रसीका**—(મુર્છાગત સ્થિતિમાં) અરે હજુ મારો અંત ન આવ્યો, શું હજુ મારા ભાગ્યમાં વધારે સંકટ સહન કરવાનું લખ્યું હશે. અહો પરમેશ્વર! હવે તો તારૂં તેડું મોકલી આ કષ્ટાગ્નિમાંથી છોડવ, અને મારો પ્રાણપતિ, અરે મારૂં જીવન, કામસેન! જે તારીપાસે આવવાની તૈયારીમાં હશે તેની સાથે મેળવ.

**माधवसेन**—(આશ્ચર્ય પામીને રસીકાને) અરે ભલા માણસ, તેં કામસેનને કેમ યાદ કર્યો શું તું તેને ઓળખે છે?

(માલતી ગભરાયલી પ્રવેશ કરે છે.)

**मालती**—માધવ! માધવ!! અરે મારી વ્હાલી બેહેન રસીકાનો પત્તો કંઇ લાગતો નથી? અરે, હવે કયાં મળશે? શું આ ઘાતકીએ તેને મારી તો નાંખી નહીં હોય?

**रसीका**—અરે, તેના હતભાગ્યમાં એવું તે કયાંથી, દુઃખઉપર દુઃખ સહન કરવાને તે હયાત છે, તેથી કોઇ કૃપાળુ થાઓ, અને મારો પ્રાણ લેઇને મને સુખી કરો.

**मालती**—(અચંબો પામીને) આ શો ચમત્કાર! એનો સાદ તો મારી બેહેન રસીકાના જેવોજ છે? પુરૂષવેશમાં કેમ? કંઇ ઠગાઇ તો નહીં હોય? (નિહાળીને) કોણ, રસીકા?

**रसीका**—હા બેન, હું પાપણી હજું જીવું છું, પણ તું ખરેજ માલતી કે સ્વપ્ન જોઉં છું.

**मालती**—નહી બ્હેન, સ્વપ્ન નહીં, પણ તું માલતીનેજ ભેટેલી છે.

**माधवसेन**—માલતિ! આપણી મેહેનત સફળ થઇ કે રસીકા જીવતી મળી.

**रसीका**—અરે જીવતી નહીં પણ મરેલી, ખરેખર મરેલીજ સમજો. પતિવડે જેનું જીવવું તે પતિવિના જીવતી કેમ કહેવાય?

**माधवसेन**—(આતુરતાથી) કેમ, કામસેનને શું થયું?

**रसीका**—આ દુષ્ટના કહેવાથી તેને ચંડાળો હમણાંજ ફાંસીએ ચડાવવા સ્મશાનમાં લેઇ ગયાછે. અરેરે, પ્રાણનાથ! મને તજી કેમ ગયા.

**माधवसेन**—શું મારા ભાઇને ફાંસીએ આ ખુની ચડાવે? માલતી રસીકાને પાસેની જગ્યાપર લેઇ જઇ સાવધ કર, તેટલીવારમાં હું આ પાપીની વલે કરૂં. (ક્રુરસેનને) ચંડાળ, થા આગળ, બતાવ ફાંસીની જગ્યા. જો કામસેન હયાત હશે તો ઠીક નહી તો તારો સોનેરી મહેલ તથા બાગને સ્મશાનની હાલતમાં લાવીશ. તારા શેહેરને ઉજ્જડ અરણ્ય બનાવીશ, અને તારા દેશને સળગતી હોળી કરી તેમાં તારા કુટુંબને હોમીશ, અને છેવટ તારી જીવતે ચામડી ઉતારીશ. ચાલ, જલદી ફાંસી તરફ.

(બંને જાય છે.)

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—સ્મશાન.

(કામસેને પીતાંબરી લાલ પહેરેલી, તથા લાલ કણેરના ફુલની માલા ગળામાં ઘાલેલી, અડધા ઉઘાડા શરીરઉપર ગુલાલ છાંટેલો, એવા વેશે બે ચંડાળ લઇ આવે છે.)

**૧ લો ચન્ડાળ**—(કામસેનને ધકો મારીને) ચાલ અલ્યા હુરાતનતો બહુ દેખાડતાતો ને વળી બોહે છે હાનો.

**કામસેન**—અરે ભલા ચંડાળો, તમે દયા કરી એમ દુ:ખ ના આપો, હું કંઇ મરવાને બિહીતો નથી, પણ અરે મારી પ્રિયા! વ્હાલી પ્રિયાને કોણ જાણે તે દુષ્ટ કેવું સંકટ દેશે. આ વેળા મારી પછવાડે મારી દાઝ ખાનારૂ કોઇ નહી હોત તો આજનું મરણ હું પુત્રજન્મ બરાબર ગણત, પણ અરે મને ખેદ થવાનું કારણ એ છે જે મારી પ્રાણપ્રિયાનું શું થશે.

**૧ લો ચંડાળ**—(બીજાને) ભલા માણહ એમાં તને હો લાભ, કે પૈહા ખરચી ચંડાલ થવા માગે છે?

**૨ જો ચંડાળ**—મેં આગળ એવી બાધા લીધી હતી કે મારૂં કાર્ય પૂર્ણ થાય, તો હું એક વખત એક માણસને ફાંસી દેઉં, પણ એવો પ્રસંગ ક્યાંય ન આવ્યો તેથી આજે તારા જોડીઆને પૈશા આપી તેને બદલે હું આવ્યો માટે ચાલો જલદી તૈયારી કરવા માંડીએ. (ફાંસીની તૈયારી કરેછે.)

**कामसेन**— **गजल.**

શી દશા મારી થઇ, મરવું પડે હસ્ત નીચને;
ન કરીએ સ્પર્શજ જેહનો, ઉતારશે તે સીશને.—શી દશા.
રસીક રસીકા માહેરી, શી દશા તારી થશે;
રમતી સદા એ નેત્રમાં, તોપણ તજી જાવું અરે.—શી દશા.

**૧ लो चंडाळ**—અરે હુરવીર થઇ મરવાને બિહેછે હાનો.

**कामसेन**—નહી હું મરવાને બિહુતો નથી, પણ શત્રુ સામોં તરવાર ખેંચી મર્ણ પામું તો મારૂં મન પુત્ર જન્મોત્સવ પ્રમાણે સમજું. પણ અરે આ મરણ દુષણ ભરેલું છે. લોકો મારા કુટુંબ તરફ આંગળી બતાવી કહેશે કે તારા પુત્રને શત્રુએ ફાંસીયે ચડાવ્યો, એ કેવું હિણપદ.

**दुहो.**

માળા રકતજ પુષ્પની, નાંખી કંઠની માંય;
વધ કરવા લાવ્યા મને, જેમ બકરૂં યજ્ઞ હોમાય.

અરેરે વીધીયે શું, મારા ભાગ્યમાં એવુંજ લખ્યું હશે?

**૧ लो चंडाळ**—અલ્યા તને એકલાનેજ નહી પણ અમે તો તારા જેવા ત્રણવીહુને રોજ લટકાવીએ છીએ.

**कामसेन**— **भूजंगी.**

રે ચંદ્ર કાંતી સુંદર શ્વેત દંતી,
પ્રિયા પ્રાણથી પ્રિય ચાહતો હું ખંતી;

છતાં નેહ એવો હું તુંજથી ખસીને,
અરે હું મરૂં શત્રુ હાથે ફસીને.

**૧ લો ચંડાળ**—ચાલ, એ તારો બડબડાટ ને ભડભડાટ બંધ કર. જો પેલી હુળીતરફ કેવા અરધા હરીર હુળી ઉપર વળગેલા દેખાય છે, વળી તેની નીચે જોતો, કેવાં ગીધ અને હીયાળા, માંહ ખાનારાં પહુ પખહીઓ ટોળે બંધ જાણે ઉજાણીએ આવ્યા હોય, તેમ મુડદાં ફેવાં ફાડી ખાય છે, કાયરજન તો તેના દેખાવથીજ કમકમીને પ્રાણ છોડે.

**કામસેન**—અરે હું મંદભાગ્ય માર્યો ગયો, અહો પ્રભુ! આ કેવી વિપત્તિ.

**૧ લો ચંડાળ**—અરે પરમેહર પરમેહર હું કરે છે, આ કાહામાં હુરજ ચાંદાને પણ વિપતડી મુકતી નથી તારે માણહ તે હું હિહાબમાં, જે હુખીઓ તેજ દુખીઓ માટે ચડ વેગો આ શીલાપર કે લટકાવી દીજીએ.

**કામસેન**—(શિલા પાસે આવી પગથી ચડતાં) અરેરે, આ મર્ણસ્થંભપર કેમ ચડાય.

**દૂહો.**

હતો હજારો ઉપરે, હુકમ જે હું કરનાર;
તે આ જે આ નિચના, હાથથકી મરનાર.

(આસતે આસતે ઉપર ચડે છે.)

(હમકું છાંડ ચલે બનમાધુ—એ રાહ.)

દયા સીંધુ તું થઇ તે દયાળુ, દોષથી કરજે મુકત મનેરે,
પાપ કર્યાં હોય જાણે અજાણે, ચુક કદી તુજ નિયમનેરે,
મુજ જડ મનથી થયું હોય જે કંઇ, કરજે ક્ષમા તે આ દીનનેરે.

૧ લો ચંડાળ—અરે તેં મને નીચો હાનો કહ્યો; હાડાપાંચ હાથ લાંબોછું વળી કોયથી ન થાય એવાં કામો કરૂં છું.

૨ જો ચંડાળ—(મનમાં) આ નીચ માણસનું હૃદય કેવું કઠોર થયું છે, દયામાં તો સમજતોજ નથી, ને ઘાતકી કામો કરવામાં ખુશી માને છે, પણ હવે થોડી વાર.

૧ લો ચંડાળ—કેમ ભાઇ ઠીક ઉભો, નાંખુ હવે ફાંસો ગળામાં.

૨ જો ચંડાળ—અરે જરા સબુર એને ઇશ્વરની પ્રાર્થના તો કરવા દે.

૧ લો ચંડાળ—લે ભાઇ વહેલો, તારા ભગવાનીઆ બગવાનીઆને હંભારવો હોય તો હંભારી લે મારે પાછા બીજા ત્રણવીહને ફાંહીએ ચઢાવવા છે.

**કામસેન**—(હાથ જોડી ઇશ્વરની પ્રાર્થના કરે છે.)

આહા પીલીછ શી ચંદા—(એ રાગ.)

દયાળુ દેવ માયાની મેહેર, કરી કૃપા મુજ ઉપર રેડ—દયાળુ
થયું હોય પાપ મુજથી જે, ક્ષમા તેનીજ તુ કર જે—દયાળુ
છોડી આવું હું પત્નીજે, ભવોભવતે મને દે જે—દયાળુ

**૧ લો चंडाळ**—કેમ ભાઇ પુરૂં થયું કે?

**कामसेन**—(નિશ્વાસ નાંખીને) હા.

**૧ લો चंडाळ**—(બીજાને) હું એના ગળામાં ફાંસો નાંખું છું, તું પણ હેલી દોરડી તાણજે.

**૨ जो चंडाळ**—ઠીક.

**૧ लो चंडाळ**—અલ્યા, મજબુતીથી ઉભો રેહજે, મુડદાલ જેવો થઇ જઇહ તો ગાંઠ બરાબર નહીં પડહે, ને બહુ ફડફડવું પડવાનું ફડફડવું.

(ક્રૂરસેનને સિપાઇઓ પકડી લાવે છે.)

**क्रुरसेन**—(મનમાં) અરે, હજું શું આ જીવે છે? મને તો આ લોકો મારવાના, ત્યારે એના બચાવથી શો લાભ. (ચંડાળને) અરે કાળસેન! જો તેં મારૂં લુણ ખાધું હોય, તો ઝટ આનો અંત લાવ.

**૧ लो चंडाळ**—(બિજાને) અલ્યા લાગ દોરી ખેંચવા.

**૨ जो चंडाळ**—દૂર રહે ઓ દુષ્ટ!

(પેહેલા ચંડાળને ધક્કો મારી નીચે પાડે છે તથા કામસેનના ગળામાંથી દોરીની પરેલી આંટી કાઢી નાંખે છે.)

**माधवसेन**—(પ્રવેશ કરીને) અરે રામસિંહ, ભવાનસિંહ, પકડો આ દુષ્ટને સજજડ. (કામસેન તરફ જોય છે.)

**कामसेन**—(तने જોઇને) અરે, કોણ? વ્હાલો ભાઈ!

(કુદીને માધવસેનને ગળે વળગે છે.)

**माधवसेन**—(ઘુંટણીએ બેસી હાથ જોડીને.)

बेत.

ઓ ઇશ્વર કેવો તારો ઉપકાર,
ફાંસીથી બચાવ્યો મુજ ભાઇને આ વાર.
ખરેખર તું દયાળુ દાતાર,
બચાવે જો તું તો જખમારે હજાર.

(કામસેનને) પ્રિય ભાઇ, હું ઘણોજ ખુશી છું, કે આપણે બંને પાછા મળ્યા.

**कामसेन**—નહીં, મારી પ્રાણથી પ્યારી પ્રિયા, આ દુષ્ટના હાથથી મુઇ હોય તો મારૂં જીવતર નિર્જીવ.

**रसीका**—(અંદરથી આવતા) એમ ના બોલો પ્રાણનાથ! (તેને વળગી પડીને) આપના દર્શણ કરવાને હું હયાત છું.

**कामसेन**—વ્હાલી રસીકા! તુંજ છે કે સ્વપ્ન ?

**रसीका**—પ્રાણપતિ ! હુંજ મંદભાગ્યણી રસીકા.

**कामसेन**—(શરીરતરફ જોઇને) અહા! કેવો ફેરફાર ! જે આ લાલપુષ્પની માળા અશુભ જણાતી હતી, તે તથા આ વસ્ત્ર જે મારા મર્ણનું દુશ્ચિન્હ હતું તે આ વેળા પ્રિયાના મળવાથી વરમાળ તથા લગ્નવસ્ત્ર જેવા આનંદમય દીસે છે, વળી આ સ્મશાન મને મંડપ જેવું જણાય છે.

**रसीका**—(હર્ષથી) **गीती.**

પ્રાણ પ્રાણપતી મારા, ઉડી ગયા જે હતાજ આ તનથી;
તે પ્રભુનીજ કૃપાથી, થયા ફરી પ્રાપ્ત જાણું હું મનથી.

**मालती**—(રસીકાને) તારી અને તારા પતિની થયેલી ભેટ જોઈ, મારૂં મન આનંદથી ઉભરાઇ જાય છે, પણ આ સર્વ આનંદનું મૂળ તપાસીએ તો માધવસેન.

**रसीका**—(માધવસેનને) આવા તમારા ઉપકારનો બદલો, હું શી રીતે વાળી શકીશ?

**माधवसेन**—તમારી બેહેનનો હસ્તમેળાપ કરાવો એટલે બદલો વળી ચુક્યો.

**रसीका**—બેહેન માલતિ! તારી શી ઇચ્છા છે?

**मालती**—તારી મરજીથી મારી ઇચ્છા જુદી હોયજ નહીં.

**रसीका**—ત્યારે ઠીક છે, આવો બંને. (હસ્તમેળાપ કરાવે છે.)

**सर्वे**—ઈશ્વર તમારૂં બંનેનું જોડું અમર રાખો.

**कामसेन**—(ચંડાળને) તું ક્રુરસેનનો માણસ છતાં, મને બચાવવાનો તારો હેતુ શો?

**चंडाळ**—આપણું ખાધેલું લુણ, હક્ક કરવું.

(એમ બોલી ચંડાળનાં લુગડાં ઉતારી નાખે છે.)

**कामसेन**—(આશ્ચર્ય પામીને) કોણ? સુરસેન! ચંડાળના વેશમાં અહીંયા કયાંથી?

**सुरसेन**—સાંભળો મહારાજ! ચોરની ઝુંપડીમાંથી આપના ગયા પછી એ લોકો મને મારવા લેઇ ગયા, ત્યાં આપણી સાથે કેદ થયેલી સાવકારકન્યાએ મારો બચાવ કર્યો. પછીથી આપની શોધ કરતાં આ નગરમાં આવ્યો, ત્યારે આપને ફાંસી દેવાની છે, એવી ત્રાસદાયક ખબર

સાંભળી હમણાં નાસી ગયેલા ચંડાળના જોડીયાને મળ્યો, અને તેને થોડા પૈસા આપી તેની બદલીએ હું આવ્યો. વિચારમાંજ હતો કે એની તરવારવડે એનીજ ગર્દન કાપી, આપને લેઇ નાસવા માંડું.

**कामसेन**—ધન્ય છે તારી યુક્તિને; વારૂં પણ તે સાવકાર કન્યા કયાં ગઇ?

**सावकारकन्या**—(સિપાઇના પોશાકમાં આગળ આવીને) મ રાજ! તે હું આ રહી, આપથી જુદી પડ્યા પછી દુઃખમાં આડીઅવળી ટીચાતી હતી, તેવામાં માધવસેન સુરસેનઉપર ચડાઇ કરવાને સૈન્ય એકઠું કરે છે, એવી ખબર સાંભળવાથી સિપાઇના વેશે લશ્કરમાં દાખલ થઇ. (સિપાઇનો પોશાક ઉતારી નાખે છે.)

**कामसेन**—ભલી સ્ત્રી તેંપણ મારાઉપર અતિશય ઉપકાર કર્યો છે, માટે તારી ઇચ્છાપ્રમાણે માગ.

**सावकारकन्या**—મહારાજ મારે માગવાનું શું? પણ આપનો આગ્રહ હોય તો સુરસેન સાથે મારાં લગ્ન કરી આપો.

**कामसेन**—વારૂં, તારી ઇચ્છા પૂર્ણ થશે. (સુરસેનને) કેમ સુરસેન?

**सुरसेन**—મહારાજ! આપની ઇચ્છાપ્રમાણે વર્તન કરીશ.

**कामसेन**—ઠીક છે ત્યારે, આમ આવો બંને. (હસ્તમેળાપ બંનેનો કરાવે છે.)

**सर्व**—તમારી બંનેની મનકામના પુર્ણ હો.

**माधवसेन**—વ્હાલા ભાઇ! (કુરસેનને બતાવીને) આ ઘાતકીને શી શિક્ષા કરવી તે આજ્ઞા કરો.

**सुरसेन**—હા. એવા ચંડાળનું વધારે જીવવું સજ્જનોને નાશકારક છે.

**रसीका**—(કણેરના ફુલનો હાર કામસેનના ગળામાંથી કાઢી કુરસેનઉપર ફેંકીને) પાપી, લે આ તને પેહેરામણી.

**क्रुरसेन**—અહો સાધ્વિ! મને ક્ષમા કર; દયાળુ કામસેન હું તારે શરણે છું.

**कामसेन**—શરણાંગત નિર્ભય હો.

(કુરસેન તેના પગમાં પડવા જાય છે.)

**माधवसेन**—(અટકાવીને) અરે પાપી, તું એના પગને સ્પર્શ કરવા યોગ્ય નથી. સુરસેન, ખેંચ એ ચંડાળને છેટે? (તરવાર કાઢીને) હું એ ચંડાળને જીવતો નથી મુકવાનો માટે પ્રિય ભાઈ! તેને શી શિક્ષા કરવી તે આજ્ઞા કર. તું કહે તો ઘાણીમાં નાખી પીલાવું, અથવા પગ ઝાલી પૃથ્વીઉપર પછાડું, તું કહે તો વૃક્ષની ટોચે બાંધી તાપને ગોળે ઉડાડું, અથવા જીવતે ચામડી ઉખેડી સમુદ્રમાં ફેંકી દેઉં.

**कामसेन**—વારૂં, કહું તેમ કરીશના?

**माधवसेन**—એમાં શો સંદેહ? આજ્ઞાનીજ વાર.

**कामसेन**—ખચિત, આજ્ઞા પ્રમાણે કરીશ?

**माधवसेन**—હાજ તો.

**कामसेन**—એને જલદી?

**माधवसेन**—(વચમાંજ) શું ઠાર મારૂં?

**कामसेन**—નહી, નહી, છોડી દે.

**माधवसेन**—શા માટે ?

**कामसेन**—અપરાધ કરી શત્રુ શરણ આવે તો શસ્ત્રવડે ન મારવો.

**माधवसेन**—ત્યારે શું? વાઘ કે વરની ગુફામાં નાખવો?

**कामसेन**—નહી, નહી, ઉપકારવડેજ તેને મારવો.

**माधवसेन**—ભાઇ, એમ ભેદમાં શું બોલોછો, ખરૂં કહો શું કરૂં ?

**कामसेन**—ખરૂં કહું છું, છોડી દે.

**माधवसेन**—જેવી આજ્ઞા. સુરસેન! એ પાપીને બંધન મુકત કર.

**सुरसेन**—ધન્ય છે કામસેન! તારી ઉદારતાને, (ક્રુરસેનને) જો શઠ, આ દયાળુ પુરૂષના મુખચંદ્ર તરફ, અને મનુષ્યોનાં હૃદય કેવાં કોમળ થવાં જોઇએ તે ધ્યાનમાં રાખ.

**क्रुरसेन**—(પોતાના કર્મનો પશ્ચાત્તાપ થવાથી નેત્ર સજળ થઇ આવે છે) અરેરે! મેં નિર્દોષ ને સદ્ગુણી રસીકાને સંભારતાં પણ છાતી ફાટે એવું દુઃખ આપ્યું; મેં તેને વિકારવાળી આંખથી જોઇ, એટલુંજ નહીં, પરંતુ મારા ધિક્કારવા યોગ્ય મનોવિકારને તૃપ્ત કરવા અસહ્ય

જુલુમ તેનાઉપર ગુજાર્યો. મારી ઘાતકી છાતીમાં પાપની તૃષણાએ, ઘણા દિવસ રહી, હાયહાય, આજ ભડકો કર્યો, કુકર્મરૂપી કીચમાં ખરડાએલું મારૂં આ પશુવત્ શરીર કયાં જઇ હવે હું ખોઉં; "ધર્મોજય" આ અમૂલ્ય વચન મેં સાંભળ્યું હતું, પણ તે વખતે બરાબર હું તેનો માર્મીક ભેદ સમજ્યો નહીં. તે વાકયની સત્યતાનો અનુભવ મને મારા પંડઉપર ન ઉડાવી શકાય એવા દુ:ખના બોજા સાથે આજે થયો; હવે મારૂં આ પાપથી કાળું થઇ ગયેલું મો, વિશ્વને બતાવ્યા કરતાં, તેને આ વિશાળ પૃથ્વીના કોઇ ગુપ્ત પ્રદેશમાં સંતાડવું વધારે યોગ્ય છે. અરે! અઘટિત, નિંઘ, ભોગેચ્છામાં લુબ્ધ રહેનાર, મારા જેવા કુકર્મીઓ! મારો આ દાખલો લેઇ તમારી અમનુષ્યતામાંથી વિરકત થાઓ. તમારૂં ક્ષણભગુંર, પણ અમૂલ્ય આયુષને કર્તવ્ય કર્મોમાં ગુજારી પરમાત્માના હેતુને સફળ કરો. અરે! મારે હવે શું કરવું જોઇએ, મારો ભાવિકાળ ભયંકર થઈ, મારા પાપી આત્માને મુંઝાવે છે. અરેરે!! સુવિચારનું કલ્પવૃક્ષ, જગદીશ્વરે જે મારી છાતીમાં રોપ્યું હતું, તેનો અંકુર પણ મેં રહેવા દીધો હોત, તો આ મારા મનને દુ:ખદાયક વ્યથામાંથી નિકળવાનો કંઈ પણ માર્ગ સુઝત. (કામસેનના ચર્ણમાં દંડવત્ કરીને) હે ઉદાર મનના ધર્મીરાજા! અધર્મના મોહથી ઘેરાયેલો આ કુરસેન, તારા ચર્ણમાં મસ્તક મુકી

માગી લે છે કે, અધર્મ ને અહંકારનો દાસ; છળ અને ક્રુરતા કરનાર; આજ દિન સુધી ધર્મ શું છે તે સમજી શકયો નહીં; પણ આજની તારી ઉદારતા ભરેલી મોટાઇનો લાભ લેઇ, નીતિથી ચાલવાને બંધાઉં છું, અને મારા અપરાધની ક્ષમા માગું છું. (રસીકાને) હે દયાળુ રસીકા! દુષ્ટકામની જાળમાં ભરાઈ મેં તારીઉપર જે કષ્ટ વરસાવ્યું છે, તેની મને ક્ષમા કરી આજથી તારો ધર્મનો ભાઈ સમજજે, અને આજે જે સદ્ગુણનો દાખલો તમે બધાંએ આપ્યો તે પ્રમાણે મારા પાછળા કૃત્યનો પશ્ચાત્તાપ કરી આગળ ઉપર ચાલવા બંધાઉં છું.

**माधवसेन**—એમાંજ સાર છે, ને અંત સાથી એજ; ઇશ્વર તને તારા સારા વિચારમાં સાનુકૂળ હો.

સર્વે મળી ગાય છે.

**पद.**

પુર્ણ થયો છે ખેલ, સજજનો.—પુર્ણ થયો છે ખેલ.
ક્રુરસેને જો અકાર્ય કર્યું તો,
અંત કેદ થયેલ;—સજજનો.
સતી રસીકા નીતીએ રહી તો,
પામી સુખની રેળ;—સજજનો.
"કરણી પાર ઉતરણી" થઇ છે,
"ધર્મજય" પામેલ;—સજજનો.



# સારી ચાય, સસતો ભાવ.

## ચીનાઈ.

| | કિમ્મત રતલના રૂ. | આ. |
|---|---|---|
| ફલાવર પીકુ નંબર ૧ ... ... ... | ૨ | ૦ |
| ફલાવર પીકુ ,, ૨ ... ... ... | ૧ | ૮ |
| સુપરફાઈન રોઝ પોચાંગ ... ... ... | ૧ | ૪ |
| લમશાની ચાય નંબર ૧ ... ... ... | ૧ | ૪ |
| લમશાની ચાય ,, ૨ ... ... ... | ૦ | ૧૪ |
| સુપરફાઈન પોચાંગ ... ... ... ... | ૧ | ૦ |
| ફ્લાવરી આરેંજ પીકુ ... ... ... | ૧ | ૦ |
| ફેમેલી મીકસચર ... ... ... ... | ૦ | ૧૪ |
| ફાઈનેસ્ટ સેન્ટેડ આરંજ પીકુ ... ... ... | ૦ | ૧૨ |
| ઇમ્પીરિયલ કેશૌ કોંગો ... ... ... | ૦ | ૧૨ |
| સૌચાંગ ... ... ... ... ... | ૦ | ૧૨ |
| કેશૌ કોંગો... ... ... ... ... | ૦ | ૧૦ |
| બેસ્ટ કોંગો ... ... ... ... | ૦ | ૯ |

## હીંદુસ્થાની ચાહ.

| | | |
|---|---|---|
| કાંગ્રાવેલી ફલાવરી આરેંજ પીકુ ... ... | ૧ | ૮ |
| કાંગ્રાવેલી એક્સ્ટ્રા ફાઈન આરેંજ પીકુ ... ... | ૧ | ૪ |
| કાંગ્રાવેલી એક્સ્ટ્રા ફાઈન પીકુ ... ... ... | ૧ | ૨ |
| ચાયના એન ઇન્ડિયન બેસ્ટ ક્વાલીટી દામોદર મીકસચર | ૧ | ૨ |
| રાયલ ફેમીલી મીકસચર ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી પીકુ સૌચાંગ ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી સૌચાંગ ... ... ... ... | ૦ | ૧૨ |

| | રૂ. | આ. |
|---|---|---|
| ઇન્ડિયન કોંગો ... ... ... ... | ૦ | ૧૦ |
| બ્રોકન મીક્સચર ... ... ... ... | ૦ | ૧૦ |
| મુંબાઇ કાફી દરેલી... ... ... ... | ૦ | ૧૦ |

તે શિવાય દરેક જાતની ચાહમાં વાપરવાની ખાંડ, કાફી, સાબુચોખા, તાપીઓકો, આરારૂટ, કોરન ફ્લાવર, કોકો, મુરબ્બો, મીણબતી, સાબુ, શીગાર, ચીરૂટ, અમેરીકન તંબાકુ, બરઝાઈ, ટરકીસ તમાકુ, ઇત્યાદિ દરેક જાતનો માલ ખાત્રા ભરેલો સસ્તે ભાવે મળશે, જે એકવાર લઈ જવાથીજ ખાત્રી થશે.

---

તરેહવાર તરકી તંબાકુની શીગારેટ (કાગળની બીડીયો) શો શો નાં બાકશ નીચે લખેલા ભાવે મલશે.

| | રૂ. | આ. |
|---|---|---|
| ક્લાશીક્લ શીગારેટસ (કાગળની બીડીયો ... | ૩ | ૦ |
| હેલન ... ... ... ... ... | ૨ | ૮ |
| રોયલ ... ... ... ... ... | ૨ | ૦ |
| પ્રીન્સ ... ... ... ... ... | ૧ | ૧૨ |
| ગુલનાર ... ... ... ... ... | ૧ | ૮ |
| જેસમીન ... ... ... ... ... | ૧ | ૪ |
| કવીન ... ... ... ... ... | ૧ | ૦ |
| લીટલ જીની ... ... ... ... | ૦ | ૧૪ |

**દામોદર રતનસી,**

ચીનાઈ અને હિંદુસ્થાની ચાહ વેચનાર.

કાલકાદેવીને રસ્તે મહાજનવાડી પાસે નં. ૨૭, મુંબઇ.